# આધુનિક જ્ઞાતિ બંધારણ પર

# નવીન વિચાર.

(125)

લેખક,

ત્રિભુવનદાસ જગજીવનદાસ રાજા બી. એ.

પ્રકાશક,

રણછોડદાસ ભવાન, મંત્રી આર્ય મંડળ.

C/o આર્ય ભવન સેન્ડહર્સ્ટ રોડ, ગીરગામ, ચોપાટી પોસ્ટ

મુંબઈ.

ઈ. સ. ૧૯૧૪. સં. ૧૯૭૧.

પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૧ લી.

કિમ્મત બે આના.

ધર્મ વિજય પ્રેસ પાયધુની નં. ૫૭૨, મુંબઈમાં

હરજીવન ભગવાને છાપ્યું.

# આધુનિક જ્ઞાતિ બંધારણ પર

# નવીન વિચાર.



હિંદુ જ્ઞાતિ સંસ્થાનું મૂળ અને તેનો ઇતિહાસ ચાહે તે હોય તે સંબંધી વિશેષ ઉહાપોહ (વાટાવાટી) કરવાની જરૂર નથી. પરંતુ પ્રસ્તુત પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે હાલનું એ સંસ્થાનું સ્વરૂપ સંતોષકારક છે કે નહિ? આપણા હિંદુઓ માનેછે તેમ જ્ઞાતિસંસ્થા મનુષ્યના સામાજીક જીવન માટે આવશ્યકીય છે વા નહિ, કે તેનાથી ભારતવર્ષને હાની પ્હોંચી છે, પ્હોંચે છે વા પ્હોંચવાનો સંભવ રહે છે, અથવા તો તેનાથી દેશનું કલ્યાણ થયું છે, થાયછે યા થવાનો સંભવ રહેછે. એ વિગેરે પ્રશ્નોના ઉત્તર સંબંધે સ્વાભાવિક રીતે ઘણોજ મતભેદ રહેવાનો. પરંતુ આ વિષય ઉપર જેણે જેણે કાંઇક ઉંડો વિચાર કર્યો હશે તેમાંના સેંકડે નવાણું ટકાનો અભિપ્રાય એવોજ થયો છે કે હિંદુ સમાજની ચાલુ સ્થિતિ અત્યંત અસંતોષકારક છે.

ઉપરોક્ત ગહન પ્રશ્નો સંબંધી મારો પોતાનો અભિપ્રાય એમ છે કે હિંદુ જ્ઞાતિ સંસ્થાનું મંદિર પ્રથમથીજ નબળા પાયાપર રચાયું હોય એમ લાગે છે. ઘટના, રચના ઉભયમાં સદરહુ નબળાઇ દેખાઇ આવે છે. આ જ્ઞાતિ મંદિરમાં પાછળથી કરવામાં આવેલા યથેચ્છ વિભાગો અને સુધારા વધારાઓથી, સર્વ રચના ગુંચવણ ભરેલી અનારોગ્યવાહક અને કેદખાના જેવી થઇ ગઇછે, એનાથી પ્રકાશ અને હવાના ખુલ્લા અવર જવર માટેનાં બારી બારણાં રદ થઇ ગયાં છે, એનાથી એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવા આવવાની દ્વારો બંધ થઇ ગયાં છે, અને એનાથી એ મંદિરના નિવાસીઓનો બાહ્ય વિશ્વ સાથેનો વ્યવ્હાર એટલે દરજ્જે અટકી પડયો છે કે સ્વાભાવિક રીતે તેઓની શારીરિક અને માનસિક સ્થિતિ અત્યંત સંકુચીત થઇ ગઇ છે, તેઓના મનમાં સહાનુભૂતિની લાગણીને સ્થાન મળતું નથી, તેઓમાં વહેમે સજ્જડ ઘર ઘાલ્યું છે, તેઓ અંદર અંદર લડાઇ–ટંટા આદરી બેઠા છે, અને નરમ ઘેંશ જેવા બનીને નિરૂપાયથી કોઇ સ્વતંત્ર

અન્યાશ્રયીની સામે માથું પણ ઉઠાવવાને શક્તિમંત થતા નથી. તેઓ નિજ સ્વાર્થમાં રચ્યા પચ્યા રહે છે અને ઘણે ભાગેતો તેમના વિચારો અને દૃષ્ટિ પણ કૂપમંડૂક વત્ ઘણીજ સંકુચિત રહે છે. તેઓમાં શુભાવહ સ્પર્ધા કે સમસ્ત પ્રજાનું મંગલ કરવાની લાગણી જોવામાં આવતી નથી. ઉલ્ટું એકમેકની અદેખાઇ કરવાની લાગણી અત્યંત સ્ફુરાયમાન થાય છે, જેને લઇને પોતાને થોડું ઘણું નુકશાન થવાથી જો સામાને કોઇ પણ પ્રકારે હાની થતી હોય તો પોતે તે નુકશાન ખમી લેવાને તત્પર થાય છે. આમ કરવાથી જેઓ ભાગ્યવશાત્ કાંઇ થોડી ઘણી સારી સ્થિતિમાં હોય તેઓ તે સ્થિતિ જાળવી રાખવા અર્થે અત્યંત આતુર રહે છે, જ્યારે બીજાઓ તેમના સુભાગ્યની અદેખાઇ કર્યા કરે છે; અને સમસ્ત જન સમૂહ, સર્વને જે દિન પ્રતિદિન હાની પહોંચે છે અને ગેરફાયદો થાય છે તેને માટે કોઇ પણ પ્રકારનો વિચાર કરતો નથી અને સંપૂર્ણ બેદરકાર રહે છે. આવા પ્રકારનું પ્રગતિ વિહીન જીવન મનુષ્યોને નિર્બળ બનાવનારૂં અને અધોગતિ પમાડનારૂં થઇ પડે છે; અને તજ્જનિત પરિણામો કોણ્યાવધિ હિંદુઓમાં જોવામાં આવે છે કે જેઓના જીવન અને ફરજ વિષેના વિચારોમાં ઠામ ઠામ નીચતા ભરેલી જોવામાં આવે છે, જેઓ પ્રાચીન આર્યોનાં જ્ઞાનમય, આનંદમય, વિકસિત, મોક્ષદાયી, અને અનંત જીવનનાં આદર્શો ભૂલી જઇ તેનાથી કંઇ વિપરીત જીવન જ ગાળે છે, અને જેઓ જીવન પ્રગતિમાં નિરૂપાયી બની દિન પ્રતિદિન પાછળ અને પાછળ જ પડતા જાય છે. જ્ઞાતિએ વ્યક્તિને, સમાજને, અને રાષ્ટ્રને અત્યંત હાની પ્હોંચાડી છે; જ્યારે કલ્યાણ કરવા શક્તિ મંદ નીવડી છે. જો આપણે વખતસર જાગૃત નહિ થઇએ તો અને ક્રમભાગ્યે આપણા હાલના જીવનમાં જે ખરાબ વિચારો અને ખોટી ભાવનાઓ ભરાઇ બેઠી છે તેનો આપણે પરિત્યાગ કરીશું નહિ તો, અને એક તરફથી આપણી આધુનિક સ્થિતિમાંથી લેવા જોઇતા કડવા ઉપદેશો અને બીજી તરફથી પૂર્વ પશ્ચિમ સંસ્કૃતિના સંસર્ગમાંથી ગ્રાહ્ય ફાયદાઓ મેળવીને આપણું સામાજિક બંધારણ અને સામાજિક જીવન સુધારશું નહિ તો એવો સમય જલ્દી આવી પ્હોંચશે કે જ્યારે આપણી સ્મૃતિ દુનિયામાંથી ભૂંસાઇ જશે અને આપણું અસ્તિત્વ પણ ભયમાં આવી પડશે.

આમ છતાં પણ આ અમારો વ્યક્તિગત અભિપ્રાય છે અને હમણાંતો એ ઉપર વિશેષ વિવેચન કરવું આવશ્યક કે ઉપયોગી નથી. આ સ્થાને

હિંદુ સમાજની આધુનિક સ્થિતિ સાથેજ આપણો સંબંધ છે. અને અમારા અભિપ્રાય પ્રમાણે વસ્તુસ્થિતિ જોઇએ તેવી નથી એમ માનનાર દરેકે દરેક જણનું પ્રથમ કર્ત્તવ્ય એ છે કે તેણે સઘળું ઠામ લાવવાને તેના માર્ગો વિચારી કાઢવા અને તે પ્રમાણે કાર્ય કરવાને કટિબદ્ધ થવું અને અન્યમાં તેમ કરવાને પ્રોત્સાહન પ્રેરવું. આટલું છતાં જો તે વ્યક્તિ પોતે પોતાના સ્વભાવ યા સુખમય પરિસ્થિતિ આદિ કારણોને લઇને તેમ કરવા શક્તિમંત ન થઇ શકે તો આ સુધારા અને પ્રગતિના કાર્યમાં કોઇ પણ પ્રકારે–મનથી યા ધનથી–સહાય કરે એ તેની ભવિષ્યની પ્રજા તરફની, દેશ તરફની, અને સમસ્ત જન સમૂહ તરફની મોટામાં મોટી ફરજ છે.

હિંદુ સમાજની પુનઃ રચના કરવી કે તેનું સ્વરૂપાંતર કરવું એ કંઇ ટુંક સમયમાં થઇ શકે એવું નાનુંસુનું કાર્ય નથી. આ કાર્ય આવશ્યકીય છે એમ સકળ પ્રજાગણની ખાત્રી થયા પછી પણ તેને પરિપૂર્ણ કરવાને જો કે ભવનાં ભવ તો નહિજ વીતે પરંતુ કેટલાંક વર્ષો તો જરૂર વીતશેજ, અને આજ મહત્તર કારણને લીધે જેમને એ પ્રકારની ખાત્રી થઇ છે તેમણે મિથ્યા ભ્રમણ કરવાને બદલે, નકામી ગુંચવણમાં મુંઝાવાને બદલે કે અનિશ્ચિત રહેવાને બદલે કાર્ય કરવાને અત્યંત ત્વરાપૂર્વક કટિબદ્ધ થવું જોઇએ. સમયની પ્રતીક્ષા કરવા જો તેઓ રહેશે તો સમય હરહમેશ તેમને પ્રતીક્ષા કરાવ્યાંજ કરશે. જો તેઓ સહાયકારી મેળવવાની આકાંક્ષા કરશે તો તેવા આકાંક્ષિત સહાયકારીઓ અન્ય કોઇની અપેક્ષા રાખતા માલુમ પડશે અને તેઓ પોતે તેવે વખતે વૃદ્ધ, જર્જરીભૂત અને નિર્બલ બની જઇને કોઇ પણ કાર્ય કરવાને લાયક રહેશે નહિ.

કાર્યસાધન અને કૃતિ રીતિ તેમજ તેને લગાડવાના ઉપાયો, એ વિષયમાં સર્વએ એકમતી થવું એ તદ્દન અસંભવિત થઇ પડશે; અને જેઓ કાર્ય સિદ્ધાંતની અમુક સરણીને અનુસરવામાં એક મત થશે તેઓમાં પણ જ્યારે કાર્ય હસ્તગત થશે ત્યારે મતભિન્નતા જોવામાં આવશે. અને નિઃસંશય અહીંઆજ, જ્ઞાતિનું મૂળ અને તેનો ઇતિહાસ, લાખો મનુષ્યોના મનમાં રહેલા જ્ઞાતિવિવેકનું બંધન, અન્ય મનુષ્યવર્ગથી વિભક્ત કરનાર ભયંકર અને રાક્ષસી શક્તિઓ કે જેના પ્રચંડ બળે કરીને હિંદુજ્ઞાતિ સંસ્થા વિમુખ, સંકુચિત અને સ્વાર્થી થઇ ગઈ છે, અને જેના પ્રાબલ્યથી ઉક્ત સંસ્થા

કુંઠિત અને કુંઠિત હરહંમેશ થતી જાય છે, તે સર્વનો વિચાર કરવો એ જરૂરનું છે.

કાર્ય કરવાનાં સાધનો અને તે પૂર્ણ કરવાની રીતિઓમાં મતભેદ દ્રશ્યમાન થાય એ એક શુભચિન્હ છે. અને કદાચ આપણે એમ ફરીયાદ કરવી જોઇએ કે આવાં સાધનો અને રીતિઓનો ઘણાં મનુષ્યો વિચાર કરતા નથી. ઉલ્ટું એમ જોવામાં આવે છે કે આ મહત્વનું અને સર્વોપયોગી ગંભીર કાર્ય ઘણા થોડાજ કરે છે. એવો સમય કયારે આવે કે જ્યારે દરેક વ્યક્તિ પોતાની મેળે આ વિષયોનો વિચાર કરી લે અને તત્પ્રેરીત માર્ગ પ્રમાણે કાર્ય કરવાને તૈયાર થાય.

કેટલાક કાર્યસિદ્ધાંતો એવા છે કે તેમને વિષે ભાગ્યેજ મતભેદ જોવામાં આવશે; અને દરેક વ્યક્તિની પોતાના તરફની, પોતાના કુટુંબ તરફની, અને સમાજ તરફની પ્રથમ ફરજ એ છે કે તેણે મનસા-વાચા-કર્મણા. એકરૂપજ રહેવું જોઇએ એની કોઇથી ના પાડી શકાય એમ નથી.

આ પ્રથમ સિદ્ધાંત પર અડગ રહીને અને કાર્ય આવશ્યકતા ધ્યાનમાં રાખીને કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા શિવાય સર્વ સ્વીકૃત તરીકે નિમ્ન લિખિત, વર્તનના નિયમો દરેક વ્યક્તિ પોતાને માટે ઘડી કાઢશે.

૧. દરેક વ્યક્તિએ કોઇ પણ પ્રકારે અટકયા શિવાય ત્વરા પૂર્વક પોતાનાં આદર્શો મેળવવાને પ્રયત્નશીલ થવું.

૨. તેણે લક્ષમાં રાખવું અને કબુલ કરવું જોઇએ કે તેનો પોતાનોજ માર્ગ સર્વ પરિસ્થિતિમાં, સર્વ મનુષ્યોને કે અમુક પરિસ્થિતિમાં, અમુક મનુષ્યોને માફક આવી શકે નહિ. પરંતુ એવા બીજા ઘણા માર્ગોનું અસ્તિત્વ છે; અને બીજાઓ 'મારે માટે આ રસ્તો વધારે યોગ્ય છે' એમ સહૃદય માને છે તેમણે તેજ રસ્તે પ્રયાણ કરવું યોગ્ય છે.

૩. તેણે જાણવું અને માન્ય રાખવું જોઇએ કે માતૃપિતૃગત ગુણો, સદવર્તન, સ્વભાવ, વય, આકસ્મિક બનાવો અને કેટલીક વખતે આપણાથી અંકુશ રાખી ન શકાય એવાં કારણો વિચાર, કાર્યોત્સાહ અને પ્રેરક શકિતમાં ભેદ પાડે છે; અને નાનામાં નાના સમૂહમાં પણ સઘળા સમાંતર ચાલી શકશે નહિ.

૪. તેણે પોતાના અંતઃકરણના આધિપત્ય નીચે સહ્રદયતા પૂર્વક અને દૃઢતાથી અને કોઇ પ્રકારની ભીતિ કે અટકાવ રાખ્યા શિવાય તેમજ મિથ્યા ભ્રમણ કર્યા શિવાય આગળ વધવું અને સતત્ પ્રગતિ કર્યાંજ કરવી.

૫. તેણે, પોતાને માર્ગે પ્રયાણ કરતાં કોઇપણ પ્રકારે નકામી ઢીલ કરવી નહિ વા પોતાના હરીફને આગળ વધવાની તક આપવી નહિ, એમ છતાં પણ જેને સહાયની જરૂર હોય તેને સહાય કરવાને તેણે તૈયાર થવું જોઇએ, પછી તે મનુષ્ય ચાહે તે કોટીનો હોય.

૬. તેણે પોતેજ બીજાના ઉપદેશ અથવા મદદનો સાભાર સ્વીકાર કરવાને તૈયાર રહેવું જોઇએ.

૭. તેણે સર્વથા જાતે આનંદમાં રહીને બીજાઓને માટે સારી લાગણી ધરાવવી જોઇએ, પછી ભલેને તેઓ તેનાથી ચઢતી પંક્તિના હોય કે ઉતરતી પંક્તિના હોય.

સમાજની હાલના સમયની સ્થિતિનો વિચાર કરતાં હિંદુ જ્ઞાતિ જનોના એક રીતે નિમ્ન લિખિત વર્ગ પાડી શકાશે.

૧. જે અત્યંત બેદરકાર રહીને આધુનિક વસ્તુસ્થિતિના ગહન પ્રશ્નો વિશે કોઇ પણ પ્રકારનું અવલોકન કરવાને અથવાતો કોઇ પણ પ્રકારનો વિચાર કરવાને કાળજી રાખતા નથી તે. તેઓ પોતાને જેટલુ મળે છે તેટલાથીજ સંતોષ પામીને બેસી રહે છે, જોકે તેવાઓમાં પણ એવા ઘણાક જડી આવશે કે જે નિત્ય જીવનમાં જ્ઞાતિના મૂળ નિયમોને પણ ઘણુંજ થોડું માન આપતા હશે.

આ વર્ગનું પ્રમાણ દરેક જ્ઞાતિમાં તે તે જ્ઞાતિના કેળવણીના પ્રસંગો અને પરિપાક ઉપર અને બાહ્ય સંસ્કૃતિના સંસર્ગ ઉપર આધાર રાખે છે.

૨. જેઓએ આ ગહન પ્રશ્નો ઉપર વિચાર કર્યો છે અને જેમની સહ્રદય માન્યતા એવી છે કે હાલમાં અસ્તિત્વ ધરાવતી જ્ઞાતિસંસ્થા સારી અને ઉપકારી છે, તે. જ્યાંસુધી તેઓ પોતાના મત પ્રમાણેજ કાર્ય કર્યાં જશે ત્યાં સુધી તેઓ માનાર્હ લેખાશે. અમારી માન્યતા પ્રમાણે આવા પ્રમાણિક મનુષ્યોની સંખ્યા મોટી નથી.

૩. જેઓ હિંદુ જ્ઞાતિ સંસ્થાના આધુનિક સ્વરૂપમાં કાંઇક ફેરફાર કરવાને સંમત થાય છે તે.

(અ) આમાંના કેટલાક પોતાના ખાનગી કારણોને લઇને પોતાના ખાસ મિત્રો શિવાય અન્યને પોતાના વિચારો જણાવતા નથી, અને જ્ઞાતિના ચુસ્ત ભક્ત તરીકે ગણવાનું પસંદ કરે છે. આશા રાખવામાં આવે છે કે આવા પુરૂષોની સંખ્યા ઘણીજ સંકુચિત છે.

(બ) ઘણા મનુષ્યો પોતાની જ્ઞાતિમાં અમુક પ્રકારના ફેરફાર થાય તોજ સંતુષ્ટ થાય એમ છે. આ ફેરફારોનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

(૧) પરદેશગમન માટે સંપૂર્ણ અથવા અલ્પાંશે નિયંત્રિત સ્વાતંત્ર્ય.

(૨) વિધવા પુનર્લગ્ન અર્થે સંપૂર્ણ અથવા અલ્પાંશે નિયત્રિત સ્વાતંત્ર્ય.

(૩) સ્ત્રી વર્ગ પ્રતિ ઉત્તમ વર્ત્તન, તેમની કેળવણી અને હીલચાલની સ્વતંત્રતા.

(૪) લગ્ન વયની મર્યાદા વધારવા.

(૫) એક ઉપરાંત વધારે સ્ત્રી કરવાનો નિષેધ કરવો વા તેને માટે અમુક નિયમો યોજવા.

(૬) વરવિક્રય વા કન્યા વિક્રયનો અટકાવ કે તેને માટે અમુક નિયમોનું યોજન.

(૭) લગ્ન ક્રિયા કે બીજી કોઇ ધાર્મિક ક્રિયામાં થતા ખર્ચોમાં ઘટાડો.

(૮) મધપાનાદિનો નિષેધ.

(૯) જ્ઞાતિ ભોજનોનું નિયંત્રણ.

(૧૦) પેટા જ્ઞાતિઓનું મૂળજ્ઞાતિઓમાં મિશ્રણ.

(૧૧) વટલી ગયેલા પણ પોતાની ભૂલને માટે પસ્તાવો કરતા મનુષ્યોની શુદ્ધિ અને જ્ઞાતિમાં પૂનઃ પ્રવેશ.

અલબત્ત સઘળા જ્ઞાતિ જનો ઉપર જણાવેલી બાબતોની જરૂર છે કે નહિ એ વિષયમાં એકમત થાય એમ આશા રાખી શકાય નહિ; અને

જ્યારે મુદ્દાસર ઝીણી ઝીણી બાબતો વિષે વિચાર કરશું તો સ્વાભાવિક રીતે અત્યંત મહાન મતભેદ જોવામાં આવશે.

જેમની ચોક્કસ માન્યતા થઇ છે કે આમાંના એક યા વધુ ફેરફારો કરવાથી સમાજને ફાયદો થશે, અને છાતી ઠોકીને પોતાની જ્ઞાતિમાં, તેના નિયમોને તેટલા સમય પૂરતું માન આપીને, આવા ફેરફારો કરવાને પ્રયત્ન-શીલ થાય છે, તેઓ દેશને ઉપકૃત કરે છે. તેમના અભિપ્રાયો વખતે ખોટા હશે, પરંતુ તેઓ પોતે અને તેઓનો જીવન વ્યવહાર તદ્દન પ્રમાણિક છે. તેઓ પોતાનાં આદર્શને અનુસરીને કાર્ય કરે જાય છે અને તેમના પ્રયત્નો સ્વાર્થ રહિત, સરળ, અને પરોપકાર તેમજ સ્વદેશાભિમાન પ્રેરિત છે. તેમના પ્રયત્નોનું અંતિમ પરિણામ ગમે તે આવે પરંતુ જે લોકો આધુનિક ગહન પ્રશ્નોના અસ્તિત્વની અજ્ઞાનાવસ્થામાં અચલ રહેલા હોય છે તેમને શિક્ષણ દાયક તેમનું આ કાર્ય થાય છે,

આમ છતાં પણ આ પંક્તિના ઘણા મનુષ્યોને કંઇ આગળ પડતો ભાગ લેવાને વિચાર યા મરજી થતી નથી. ઉપરોક્ત વિષયોનો, શાંતિપૂર્વક જ્ઞાતિની અંદર રહીને કાર્ય કરવાનો અને જેમ બને તેમ થોડો વિરોધ વાપરીને કાર્ય કરવાનો, તેઓ મંદ મંદ વાણી વિલાસ કરે છે; પણ તેઓ પોતે પોતાની મેળે કોઇ પણ કાર્ય કરવાને અશક્તિવાન કે નાખુશ હોય છે. જ્યાં સુધી આવા લોકો પોતાની જ્ઞાતિના નિયમો, જેવા હોય તેવા અને જ્યાંસુધી તે બદલાય નહિ ત્યાં સુધી, તેને માન આપીને ચુસ્ત રહે અને જ્ઞાત્યનુંરૂપ જીવન ગાળે ત્યાં સુધી તેમના તરફથી કાંઇ હાનિની ભીતિ નથી; અને જો તેઓ અંદર ખાનેથી પણ કાર્ય વાહકોના પ્રયત્નોને પ્રસંગ-વશાત્ સહાય આપતા રહે તો તેઓ કાંઇ સેવા બજાવતા લેખાશે.

પરંતુ આવા લોકોની મોટી સંખ્યા તેઓ અમુક જ્ઞાતિના છે, એમ ધારવા છતાં પણ પોતાની જ્ઞાતિના નિયમોને અથવા તો જ્ઞાતિના સહૃદય સજ્જનોની લાગણીઓને પણ કોઇ પણ પ્રકારનું માન આપ્યા શિવાય કાર્ય કરે છે, તેઓ ખાનપાનાદિ અને કદાચ બીજા વિષયોનાં પણ કોઇ પણ પ્રકારે નિયમ નિષેધાદિ પાળતા નથી. ભાગ્યેજ તેઓ જ્ઞાતિ જનો સાથે ભેળાય છે અને સામાન્યતઃ તેમનાથી ભિન્નજ રહે છે; જ્યારે તેઓ અન્ય જ્ઞાતિઓના સમાન પ્રકૃતિના મનુષ્યો સાથે છૂટથી વ્યવહાર રાખે છે.

આ વ્યક્તિઓના જીવનનું પરીક્ષણ કરવું એ અત્યંત આનંદ દાયક છે. પરિસ્થિતિથી અસંતુષ્ટ રહીને, કોઇ પણ કાર્ય માટે પોતાના જ્ઞાતિ બંધુઓ સાથે સંપ સંપીને કામ કરવાને તેઓ શક્તિહીન અને ઇચ્છાહીન બની જઇને, જ્ઞાતિ નિયમો પોતાને ઠીક નહિ પડવાથી પ્રથમ છૂપી રીતે અને પછીથી કંઇક ખુલ્લી રીતે, પણ હમેશા પકડાઇ જવાના ભયથી શંકિત થઇને તેમનું ઉલ્લંઘન કરતાં છતાં 'આ મારી જ્ઞાતિ છે અને હું આ જ્ઞાતિનો છું' એમ મિથ્યા પ્રલાપ કરતાં, આવાં મનુષ્યો દ્વિધા જીવન ગાળે છે, કે જેમાં સત્યતા, પ્રામાણિકતા, કે ઉપકારનો છાંટો પણ જોવામાં આવતો નથી. તેઓ જ્ઞાતિના પ્રેમી, ચુસ્ત અને પ્રામાણિક ગૃહસ્થોની લાગણીઓ દુખાવે છે; અને તેમના આકાંક્ષિત અને ન્યાયપૂર્ણ આનંદ, કે જે મેળવવાનો તેમને હક છે અને જેની તેઓ નિજ જ્ઞાતિ તરફથી આશા રાખે છે તેનો નાશ કરે છે. જે પરિસ્થિતિમાં તેઓ કોઇ પણ પ્રકારનો આનંદ માની શકતા નથી અને જે વખતો વખત નિરાશા અને દુઃખોત્પાદક થઇ પડે એમ છે તેમાં રહેવાથી તેઓ પોતાની જાતનેજ નુકશાન કરે છે. જ્ઞાતિ આવશ્યકતાના વિચારોમાં ઉછરતી ભવિષ્યની પ્રજા કે જે જ્ઞાતિમાંથી કોઇ પણ પ્રકારનો ફાયદો ન લઇ શકે તેને પણ તેઓ નુકશાન કરે છે. તેમના સામાજિક જીવનની પ્રામાણિકતાનો આ દોષ સારી રીતે ઉપકારી થતાં તેમને અટકાવી દે છે.

ગમે તેના હાથનું ભોજન લેતા, હોટેલો અને 'ઇરાની રેસ્ટોરાં'માં જતા, નિષિદ્ધ દેશોમાં મુસાફરી કરી આવેલા, વાંધા ભરેલી સંગતીમાં રહેતા, જ્ઞાતિ નિયમોનું અહર્નિશ ઉલ્લંઘન કરતા,–આવા મનુષ્યો પોતાને હિંદુ જ્ઞાતિના ગૃહસ્થો તરીકે ગણે અને જ્ઞાતિ પણ તેમનો આવી બાબતોમાં ઢાંક પીછોડો કરે, કે જે જ્ઞાતિ ખરેખાત સુરચિત હોય, જેનો હેતુ નિયત હોય, જ્ઞાતિ જનોના વ્યવ્હાર અને બંધન માટે સુનિશ્ચિત સિદ્ધાંતો હોય, અને અમલમાં આણવાના અમુક ઘડી રાખેલા કાયદા હોય તો તેઓનો પરસ્પર આવો વિચિત્ર સંબંધ સમજવો એ અત્યંત દુર્ઘટ કાર્ય છે. સત્ય હકીકત એવી માલૂમ પડે છે કે આધુનિક જ્ઞાતિ સંસ્થાએ પોતાની નિયત મર્યાદા છોડી દીધી છે અને છતાં પણ આપણે આવાત સ્વીકારતા નથી. જ્ઞાતિ માત્ર ગરીબ અને દુર્બલ મનુષ્યોને હેરાન કરે છે. જ્યારે કાંઇ લાગવગ વાળા કે

સારી સ્થિતિના માણસોના અપરાધો ઉપર ઢાંકપીછોડો કરે છે, પછી તે અપરાધો ગમે તેવા ભયંકર હોય. જ્ઞાતિ શિવાય જીવનના અસ્તિત્વનો વિચાર નહિ કરી શકનાર મનુષ્યોને માટે પૂરતો સમય છે કે તેમણે, જ્ઞાતિને તેમને યાતો દેશને માટે એક જરૂરીઆત બનાવનાર શું છે, તેનો ગંભીર વિચાર કરવો જોઇએ; વળી તેમની જ્ઞાતિના બંધનમાં અથવા તો તેના વર્તનના નિયમોમાં એવું ખાસ શું છે કે જેથી તેઓ એને એટલા બધા વળગી રહે છે, તે વિષે પણ વિચાર કરવો જોઇએ તેમણે ખાત્રી કરવી જોઇએ કે તે (જ્ઞાતિ) જોર જુલમોત્પાદક અજ્ઞાન, રૂઢી પ્રાબલ્ય, અધોગતિ પ્રાપ્ત થયેલી જ્ઞાતિઓના સંબંધમાં અભિમાન દર્શક લાગણી અને સ્વમતાભિલાષી આચાર્ય–વિપ્ર–વર્ગની તરફ નમ્ર ભાવના–કે જે વર્ગજ ફક્ત આ મર્યાદહીન સંસ્થાના અવિચ્છિન્ન અસ્તિત્વનું કારણ છે,–વિગેરે છે કે નહિ.

આમાંના કેટલાક જ્ઞાતિસુધારકો આ આકાંક્ષિત ફેરફારો કરવાનું કામ કેળવણીનેજ માથે નાંખી બેસી રહેવાનું પસંદ કરે છે; અને કેટલાક તો વળી એમ કહેવાની પણ હામ ભીડે છે કે આ દિશા પ્રતિ કરવામાં આવતા ત્વરિત પ્રયત્નો, કેળવણી શાંતિપૂર્વક અને ધીમે ધીમે જે પ્રગતિ કરી રહી છે તેને વિઘ્નકારીજ થશે. એટલુંતો નિઃસંશયજ છે કે અંગ્રેજી કેળવણી અને સ્વતંત્ર જન સાથેનો સંસર્ગ એ બન્નેએ કંઇક કલ્યાણ કર્યું છે અને તેમ કરવાનું હમેશાં ચાલુ રાખશે પરંતુ આપણી પાસે લોકમાન્ય કેળવણીની પદ્ધતિ વા સંસ્થાઓ કે જે અત્યંત આવસ્યકીય છે, તે નથી; અને કેટલાક વખત સુધી આપણને આવી કોઇ પદ્ધતિ વા સંસ્થા પ્રાપ્ત થાય એવો સંભવ નથી. અને આપણને આજ કાલ મળતી કેળવણી જો કે તે સુધારો કરી શકશે તોપણ વસ્તુસ્વરૂપ તો બદલી શકશે નહિજ. આવી કેળવણીથી સંસ્કૃત થયેલા કેટલાક જો કે તેઓ મીલકૃત સ્વાતંત્ર્ય (Mill's Liberty) અને સ્પેન્સર રચિત સમાજ શાસ્ત્ર (Spencer's Sociology) ઉપર વિદ્વતા ભરેલાં, લાંબા લચક ભાષણો આપવાને શક્તિવાન થાય છે, છતાં પણ તેમના પોતાનામાં નીચ કિંકર–ગુલામ અને અન્યાય પૂર્ણ જાલિમના ગુણો ખીચોખીચ ભરેલા હોય એવા ઘણા મનુષ્યો શું દગ્ગોચર થતા નથી? મન અને પ્રકૃતિનું બંધારણ પારણામાંથી અને ગૃહક્ષિશણથીજ થાય છે; અને તેને માટે માતૃપિતૃ ગત વિચારો અને તેમનું એકસરખું જીવન એ આવશ્યકીય તત્વો છે. આટલા માટેજ ભવિષ્યની ઉછરતી પ્રજા માટે એક આદર્શ તરીકે

પ્રામાણિક અને એકસરખા જીવનની ઘણીજ આવશ્યકતા છે. જે પ્રામાણિક માણસો એકસરખું જ્ઞાતિ જીવન ગાળીને પોતાના માનીતા સુધારા વધારા કરવાને પ્રયત્નશીલ રહે છે તેઓ નિઃસંશય માન અને કાર્ય સહાયતાને યોગ્ય છે; પરંતુ જો અમે તેમને પ્રશ્ન કરીએ "જ્ઞાતિમાં તમારા એક બે યા સર્વે ઇચ્છિત સુધારા વધારાથી જ્ઞાતિનો અભ્યુદય કરવા માંગોછો અને જ્ઞાતિને ઐચ્છિક સ્વરૂપમાં લાવવાને કયાં સુધી સમય પ્રતીક્ષા કરશો ?" તો અમારો આ પ્રશ્ન ક્ષમ્ય ગણાશે. સેંકડો વર્ષ થયાં કેટલાકને ખાત્રી થઇ ગઇ છે કે ભારતની અધોગતિને માટે તેની જ્ઞાતિસંસ્થાજ ઘણી જવાબદાર છે. ઓછામાં ઓછા એક સો વર્ષ થયાં પાશ્ચાત્ય દેશોમાંથી આપણને પ્રગતિ ઉત્સાહ પ્રાપ્ત થતો જાય છે; આમ છે છતાં પણ આપણે કેટલી સંગીન પ્રગતિ કરી છે? સમયની મંદ ગતિ ઉપર સુધારાનો આધાર રાખવો એ અનંત કાળ સુધી ઢીલ કર્યાં કરવી કે વધુ અધોગતિને પ્રાપ્ત થવા જેવું છે. ઘણી બાજુથી આપણી હાલની પ્રજા પ્રાચીન પૂર્વજો કરતાં શારિરીક બળમાં, ચારિત્રમાં અને બીજા કેટલાક કઠિન સદ્‌ગુણોમાં તેમજ વિશિષ્ટ રીતભાત આદિમાં ઘણીજ પછાત પડી ગઇ છે એવી ફરીયાદો શું આપણા કર્ણપટ ઉપર અથડાતી નથી ? જે જ્ઞાતિઓમાં કોઇ સારા ધંધામાં કે સારી જગ્યાઓમાં અગ્રગણ્ય ગણાતા માણસોની સંખ્યાબંધ ગણત્રી થતી હતી તેવી જ્ઞાતિઓ અધોગતિ પામીને ઘણાખરા નાના નાના કારકુનો, મજુરો અથવા નાના દુકાનદારો મેળવવાને ભાગ્યશાળી નથી થઇ ? વળી જ્ઞાતિજનની સંખ્યામાં દિન પ્રતિ દિન ઓછી થતી જ્ઞાતિઓના દાખલા પણ આપણને દ્રશ્યમાન થતા નથી ?

ઉપર્યુક્ત અને એવા બીજા સુધારા વધારાની દિશામાં કાર્ય કરનાર પ્રામાણિક ગૃહસ્થો જ્ઞાતિના ચુસ્ત, જુના વિચારના માણસો સાથે શી રીતે કામ લેવું તે ઘણી વાર વીસરી જાય છે; અને તેમના કેટલાક માનીતા સુધારાના સંબંધમાં એક તરફથી જ્ઞાતિની લાંબા વખતથી ચાલતી આવેલી રૂઢીઓમાં અને બીજી તરફથી વ્યક્તિ સ્વાતંત્ર્યમાં જોઇએ તે કરતાં વધારે માથું મારવાની ફરીયાદ ન્યાય પુરઃસર તેઓની વિરૂદ્ધ કરી શકાય. નિઃસંશય છે કે જ્ઞાતિ વ્યક્તિ સ્વાતંત્ર્ય પર અમુક પ્રકારે અંકુશ મુકે છે, કિન્તુ ખુશીથી વા નાખુશીથી પણ પોતાની મેળેજ વ્યક્તિ આ અંકુશને અધીન થાય છે. સુધારક પોતાના કાર્યથી જ્ઞાતિ અત્યાર સુધી જેનાથી ડરીને દૂર દૂર ભાગે છે એવી સાંસારિક સ્થિતિમાં તેને લાવવાને પ્રયત્ન શીલ થાય છે; અને તેની ઉપયોગિતા કાંઇ

વધારા શિવાય નકામી છે. દાખલા તરીકે અમારી જાણ પ્રમાણે એક જ્ઞાતિમાંના કેટલાક યુવકોને એવો વિચાર ઉઠયો છે કે જ્ઞાતિ ભોજનમાં ખરચાતા પૈસા એ નકામો વ્યયજ છે અને તેને માટે ભેગી કરેલી રકમ કેળવણી વધારવાના કાર્યમાં ખરચાવી જોઇએ; અને આટલા માટેજ આખી જ્ઞાતિમાં ખળભળાટ ઉઠયો છે. આ ખળભળાટ જ્ઞાતિભોજનમાં આનંદ માનનાર વા આ રકમ ઉભી કરનાર જવિત યા મૃત જ્ઞાતિ ગૃહસ્થોને શોભા આપનાર છે કે કેમ એમ અમે પ્રશ્ન કરીએ છીએ. એકલું ભોજન કાંઇ વખોડવા જેવી વસ્તુ નથી. ઉત્તમ ભોજન ઘણાને સુખી કરે છે, અને પ્રિય મિત્રોની સંગતિમાં તો તે આનંદમય અને સુખકારી જીવન બનાવનારાં થોડા સાધનોમાંનું એક છે; કેટલીક વખતે તો એક સારૂં ભોજન થોડાં ઘણાં પુસ્તકો વાંચવા શીખવાના કરતા વધારે આનંદ મનુષ્યોમાં પ્રસારે છે. જ્ઞાતિ સુધારણાના વિચારોજ જેના મગજમાં ઘૂમ્યાં કરે છે એવા યુવકો અન્ય જ્ઞાતિજનોની સંગતિ તેમને નહિ રૂચવાથી, જ્ઞાતિભોજનોમાં જોઇએ તેટલો આનંદ લઇ શકતા નહિ હોય; પણ તેથી કાંઇ એમ કારણ મળતું નથી કે જ્ઞાતિ ભોજનોનો પ્રતિબંધ કરવો, કે સંખ્યા ઘટાડવી, કે ઉક્ત સંખ્યા બાજી દિશામાં કામે લગાડવી અને તેમાં ખરેખાત આગળ પડતો ભાગ લેનાર ગૃહસ્થોની લાગણીઓ દુખાવી જોઇએ કે તેમની અવગણના કરવી જોઇએ. જો સમસ્ત જ્ઞાતિ એકમત થઇને પોતાના કેટલાક નિયમો ફેરવવા માંગે તો નિઃસંશય ફરીયાદ કરવાનું કારણ રહેશે નહિ, પણ મોટી સંખ્યાને ગમે તે ઉપાયે પોતાના મતને મલતી કરીને નાની સંખ્યા પાસે કાંઇ ગંભીર ફેરફાર માન્ય કરાવવો એ એક પ્રકારનો જુલમ કરવા જેવું છે. કેટલીક વખતે જ્ઞાતિ સંસ્થા ઉપર આવા પ્રકારના અન્યાયયુક્ત અને અધમ પ્રયત્નોથી સુધારકોની ધારણા વિરૂદ્ધ પરિણામ આવે છે. જ્ઞાતિઓમાં જે થોડી ઘણી સ્થિતિ સ્થાપકતા હતી તે દિન પ્રતિ દિન નષ્ટ થવા લાગી છે. એવા બનાવો બનતા કે જ્યારે જ્ઞાતિ નિયમ વિરૂદ્ધ ચાલનાર મનુષ્યને જ્ઞાતિ બહિર્મુખ કરવાને તૈયાર થયેલી જ્ઞાતિઓ ખાસ ઠરાવથી અથવા સંમતિથી બીજી જ્ઞાતિના સારાં મનુષ્યો અને કુટુંબો જ્ઞાતિમાં લેવાને કાંઇ પણ પ્રકારનો વાંધો લેતી નહિ. આવા દાખલા આજકાલ આપણા જોવામાં આવતા નથી. આની બીજી અસરો કેટલીક વખતે જ્ઞાતિના ભાગ પડી જવા કે 'કોર્ટે' ચઢીને સામસામા ખરાબ થવું એ છે.

ઉપર જણાવેલી સુધારાની બાબતો સંબંધમાં તેના સેવકો ભૂલી જાય છે કે સબળ અને નિર્બળ, ભિન્ન ભિન્ન શક્તિવાળાં, ભિન્ન ભિન્ન મનોબળ-વાળાં અને ભિન્ન ભિન્ન સમજશક્તિવાળાં એક જ્ઞાતિમાંના માણસો એકજ ગતિથી એકસરખી સીધી હારમાં ચાલે એ તદ્દન અશકય છે; તેમજ જો કે પોતાની જ્ઞાતિના મનુષ્યો પોતાનાથી આગલ ગયેલા હોય કે પાછળ પડી ગયેલા હોય તેમની સાથે મનુષ્ય એક હારમાં રહી શકે પરંતુ જ્ઞાતિનો વિચાર કર્યા શિવાય પરજ્ઞાતિના પોતાના જેટલીજ ગતિથી પ્રયાણ કરનારા મનુષ્યોની હારમાં ચાલવું તે હમેશાં વધારે સરળ, વધારે આનંદદાયી, અને વધારે સુખ શાંતિ આપનારૂં છે, એ પણ તેઓ ભૂલી જાય છે. આંતરિક સુધારાનું સામાન્ય પરિણામ કેટલેક અંશે એમ આવે છે કે બીજાને ત્વરિત ગતિથી આગળ પ્રેરિત કરવા જતાં સુધારકો પોતેજ પાછા પડી જાય છે અને તેઓનો દેશને ઉપકારી થવાનો ઉદ્દેશ છિન્ન ભિન્ન થઇ જાય છે. હિંદુ સમાજમાં સામાન્યતઃ સુધારો પ્રેરવો એ એક દેશગત સંસ્કૃતિથી થઇ શકે એમ નથી. જે કુધારાઓ સંસ્કૃતિ ભકતોએ ટાળવાને અદ્યાપિ સુધી પ્રયત્ન કીધો છે તે એક દુર્ગુણમય વિષવૃક્ષની અગણિત પાંખડીઓ, ડાળીઓ અને અન્ય મોટી શાખાઓ જેવા છે, કે જેના આશ્રયમાં રહીને શારિરિક સંપત્તિમય તેમજ પરોપકાર પૂર્ણ જીવન પોષણ પામી શકતું નથી; અને જ્યાં સુધી આ વિષવૃક્ષનો સમૂલ વિનાશ કરવામાં નહિ આવે અને તે જગ્યાએ તાજી મૃતિકા અને પોષક ખાતર પૂરવામાં નહિ આવે ત્યાં સુધી ગુણકારી પાકને માટે તેનો ઉપયોગ થઇ શકે એવી આશા રાખવી એ ખપુષ્પ મેળવવા બરોબર છે. વિધવા પુનર્લગ્નની જેમાં છૂટ છે એવી જ્ઞાતિઓના ઘણા ઉદાહરણો અમારા લક્ષમાં છે. પુખ્ત વયે પ્હોંચ્યાં પછી લગ્ન કરવાં વા વિવાહ કરવાની રૂઢી જેમાં પ્રચલિત છે એવી જ્ઞાતિઓ અમારી જાણમાં છે. કેટલેક ઠેકાણે હિંદુઓ ખાદ્યપાનાદિ મુસલમાનોને હસ્તે સ્વીકારવામાં બાધ ગણતા નથી, એ અમારી ધ્યાનમાં છે. ઘણી જ્ઞાતિઓ પરદેશ ગમન કરી આવેલા કોઇ પણ જ્ઞાતિજનને બાધાકારક થઇ પડતી નથી, એ અમે જોયું છે. વળી ઘણી જ્ઞાતિઓ એવી પણ છે કે જેમાં એક વા તેથી વધારે કુધા-રાઓ અને નઠારી રૂઢીઓ માલૂમ પડતી નથી. વસ્તુ સ્થિતિ આમ છે તે છતાં પણ આવા સમૂહોના જ્ઞાતિજનો સમસ્ત દુનિયાના કે સ્વદેશના અનન્ય નાગરિક ભક્તની પંક્તિમાં મુકાવાને સામાન્યતઃ લાયક નીવડતા નથી તદુપ-

શાંત શતકના શતક સુધી પણ કેટલીક બાબતોમાં તેમનાથી કાંઇ પણ સુધારો થઈ શકયો નથી. વિધવા પુનર્લગ્ન નિષેધ, બાળલગ્ન, સ્ત્રી સ્વાતંત્ર્ય વિરોધ, અને એવા બીજા રીવાજોથીજ ઉચ્ચતર જ્ઞાતિઓ સેંકડો વર્ષથી ઓળખાતી ચાલી આવી છે; અને સમસ્ત જ્ઞાતિ આવા ઉચ્ચ જીવનના ધોરણો સહેલાઇથી ત્યજી શકે એ અસંભવિત છે. ઉલ્ટું જે જ્ઞાતિઓમાં અદ્યાપિ પર્યંત આવા વિચારોનું સ્ફૂરણ થયું નહતું તે પણ આ આદર્શો સ્વીકારી બેઠી છે એવું જોવામાં આવે છે. શાખાચ્છેદનની સાથે સાથે થડનો ઉચ્છેદ કરવાને વધારે ઉત્સાહથી કાર્ય લગ્ન થવું જોઇએ; અને મૂળને દૂર કરીને અથવા તો છેવટે તેને મળતું પોષણ અટકાવીને તે વૃક્ષ ફરીથી અંકુરિત કે પલ્લવિત થાય નહિ તે ઉપર ધ્યાન આપવું જોઇએ શાખાચ્છેદન પણ સંપૂર્ણ કાળજીથી અને અંતઃકરણ પૂર્વક કરવું જોઇએ સુધારક મંડળ કે જે વિધવા પુનર્લગ્ન પ્રસંગે હાજર રહે છે, અથવા તો જે તેની આંતરિક કાર્ય વ્યવસ્થા કરે છે તે તે પ્રસંગ પછી તે દંપતીને સકલ સમાજ બહિર્મુખ કરે છે અને પોતે જો કે તેમની અંતઃકરણપૂર્વક અડગ ધૈર્ય માટે પ્રસંશા કરતા હતા છતાં પણ સ્વજ્ઞાતિના ભયથી ડરીને તેમનાથી સર્વથા દૂર દૂર રહે છે એ એમનું કાર્ય કોઇ પણ પ્રકારે પ્રસંશનીય, શોભાસ્પદ, કે ધૈર્યદાતા નથી; અને સુધારાની બીજી કોઇ શાખાના સેવકને પણ ઘણે ભાગે આ ઉક્તિ લાગુ પડશે.

સામાજિક પરિષદો અને તેના સભ્યો તેમજ તેની સાથે સહાનુભૂતિ ધરાવનાર—એ સઘળાઓએ કેળવણીના ક્ષેત્રમાં કંઇક સારૂં ખેડાણ કર્યું છે, એમ આપણે કબૂલ કરવું પડશે. વ્યવહારિક દૃષ્ટિથી જોતાં તેમણે ગમે તેટલો ઉપકાર કીધો હોય પરંતુ જ્ઞાતિ બહિષ્કારના શાપથી પીડિત સહૃદય મનુષ્યોની દ્રઢતા, પોતાના આદર્શ પ્રમાણે સમય વ્યતિત્ કરતા મનુષ્યોનું પ્રામાણિક અને એકસરખું જીવન, જ્ઞાતિ બહાર રહેલા સ્વતંત્ર જનોનું કાર્ય અને તેમની મહત્તા, અને જીવન કાર્ય કાઠિન્યની આવશ્યકતાઓ તેમજ અન્યકૃત સગવડતાઓ—આ સર્વ સુધારક જ્ઞાનિજનોના પોતાનાજ સમાજો, ભાષણો, અને લેખોના કરતાં વધારે જોખમભરેલાં છે.

આવા સુધારકોનું કાર્ય પરીક્ષણ કેટલાક બનેલા દાખલાઓથી પણ થઇ શકે છે; અને એવા કાર્યમાં સફળ થવાના યત્નોના પરિણામો ભિન્ન ભિન્ન આવેલાં—જેમાંના ઘણાં ખરાં નિરાશાજનક છે. કેટલીક વખતે આ

ભલા માણસો સત્તા યા વગસગ યા અન્ય કોઇ પ્રપંચથી કાંઇક નીવેડો લાવી શકે તો તેઓ નિઃસીમ આનંદ પામે છે. પણ જો કે ૫૦) વર્ષ વહી ગયાં છે તોપણ આવા માની લીધેલા શુભ નીવેડાથી સઘળી પ્રગતિ બંધ પડી ગઇ હોય, એવાં ઉદાહરણોની ખોટ નથી; જ્યારે કેટલેક વખતે તો '**પરોપદેશે પાંડિત્ય**'ના કરતાં શુભ વર્તનના દાખલાથી વધારે સચોટ અસર થતી હોવાને લીધે અને આવા દાખલાનું અનુસરણ,-આપખુદી શિક્ષાની દ્રઢતાથી સામે થઇને તેમજ પોતે જેને '**સત્ય**' કરીને માને છે, તેને ખાતર કોઇ પણ પ્રકારનું સંકટ સહન કરવાને કટીબદ્ધ થઇને,-કરવાથી આવા ગહન પ્રશ્નોનો નીવેડો એકદમ હમેશને માટે આવી જાય છે; અને તેના પરિણામરૂપે સાર્વદેશીય પ્રગતિ દ્રશ્યમાન થાય છે. જ્ઞાતિજન જ્ઞાતિના ધારાનું જાણી જોઇને અને ખુશીથી ઉલ્લંઘન કરે; અને પોતાની આ ધારો ખરાબ છે એમ માન્યતા હોવા છતાં પણ તે ધારાને મસ્તક નમાવે અને સાનુકૂળ પ્રસંગ પ્રાપ્ત થયે તેનું ફરીથી ઉલ્લંઘન કરવાને એક પગે હોય,—આવા નીવેડાઓથી પ્રામાણિક જ્ઞાતિજનોને અન્યાય થાય છે; અને દુષ્ટ ઉલ્લંઘકને અધોગતિ પ્રાપ્ત થાય છે; તેમજ સુધારાના શુભ કાર્યને પણ કંઇક હાનિ પ્હોંચે છે. વળી એક વખતે જ્ઞાતિધારાનું ખુશીથી અને જાણી જોઇને ઉલ્લંઘન કર્યા પછી જ્યાં સુધી જે ધારાની વિરૂદ્ધ પોતે કાર્ય કીધું હોય તે તેમજ તેવા બીજા જ્ઞાતિ નિયમોને અંતઃકરણ પૂર્વક પ્રસંશનીય ગણે નહિ ત્યાં સુધી ફરીથી જ્ઞાતિ પ્રવેશ કરવાને યત્નશીલ થવું એ શોભાપ્રદ નથી. અમારી આશા છે કે આંતરિક સુધારાના સિદ્ધાંતનું અમે ઘણું ખરૂં ખંડન કીધું છે. આજકાલની સમાજની અસંતોષકારક સ્થિતિના ઉત્પાદક ઘણાં ખરાં કારણો અસ્તિત્વમાં હોય અને પ્રજાકીય જીવનપર કાટ ચઢાવનાર તત્વો અદ્યાપિ પર્યંત તેના પર પોતાની વિનાશક અસર ચલાવ્યાં કરે તો સામાજિક વાતાવરણનું રૂપાંતર કર્યા શિવાય કાર્યદક્ષ શિલ્પી પોતાનાં શુભ કાર્યમાં સફળ થઇ શકશે નહિ.

આવી રીતે જ્ઞાતિ સંસ્થાને ધિક્કારતાં છતાં પણ તેમાં રહેવાથી કેટલાંક ભયંકર પરિણામોમાંનુ એક એ છે કે આવા સુધારકના બાળકો અંધ શ્રદ્ધામય જ્ઞાતિ જીવન ગર્તમાં પાછા ધકેલાઇ પડે છે કે જેનાથી તેમનાં માતા પિતા ભડકી ભડકીને દૂર નાસે છે. જે શક્તિઓની સામે થવાને માતાપિતાઓ

સશક્ત થયાં હોય તેમના ભોગ થઇ પડવાની ધાસ્તી તેમના બાળકોને ઘણી હોય છે.

જ્ઞાતિજન એ જ્ઞાતિ માળાનો એક મણકો છે. અને તે માળાના આશ્રય શિવાય અન્ય કોઇ રીતે નભી શકે નહિ, આવી ભાવનાનું સ્ફૂરણ એજ બધી વ્યાધિનું મૂળ છે. " જ્ઞાતે મરવું; જ્ઞાતે તરવું; જ્ઞાતિ કહે તેમ કરવું; જ્ઞાતિ ગંગાનો પ્રવાહ છે, " એજ આ લોકોનો સિદ્ધાંત છે; અને તે આપણે વારંવાર સાંભળીએ છીએ. આજ વિચારથી હિંદુ પ્રજાની સર્વ પ્રગતિ મંદ પાડી નાખે છે; ઉન્નતિને વિઘ્નકારી થઇ પડે છે, જાગ્રતિ અને ઉપકારકતાની આડે આવે છે; અને વિકાસ તેમજ મોક્ષ માર્ગમાં પણ અંતરાય નાખે છે. ઉક્ત પ્રજાની દૃષ્ટિ સંકુચિત બની જાય છે, શક્તિઓ નષ્ટ થઇ જાય છે; અને કલ્પના શક્તિ બુઠી અને બુઠી થતી જાય છે. જીવન વિષેના તેના વિચારો વિચિત્ર બની જાય છે. તેનું નિતિ શાસ્ત્ર અને રાજ્યનીતિ એક વામનને શોભા આપે એવીજ હોય છે. પોતાનું નિવાસ સ્થાન ત્યજી નહિ શકનાર એક અલ્પ ગોકલ-ગાયના જેવું તેનું સ્વદેશ વાત્સલ્ય હોય છે.

મુંબઇ જેવા શહેરમાં કેટલીક એવી વ્યક્તિઓ દૃગ્ગોચર થાય છે કે જેઓ બીજા કોઇની સાથે જમવામાં કોઇ પણ પ્રકારનો વાંધો રાખતી નથી. લગ્ન વિવાહાદિ અને કદાચ એવી બીજી બાબતો શિવાય સઘળી રીતે તેઓ જાણે જ્ઞાતિ અસ્તિત્વજ ન ધરાવતી હોય એમ વર્તે છે. આમાંના કેટલાક પોતે શું કરે છે તે ખુલ્લી રીતે પ્રસિદ્ધ કરે છે તોપણ તેઓ સ્વતંત્ર મનુષ્યની પંક્તિમાં મુકાવાને હજી ઘણા પછાત છે. એક સરખા પ્રામાણિક જીવનની સાથે સ્વાતંત્ર્ય ભાવના જેટલી પ્રશસ્ત છે તેટલીજ આવા પ્રકારના અમર્યાદિત જીવનની સાથે આંતરિક ગુલામગીરીની ભાવના અપ્રશસ્ત છે. સ્વાતંત્ર્ય ભાવના એજ માણુસને સ્વતંત્ર બનાવે છે. આ ભાવનાની સાથે સામાજિક ઉદારતા અને ન્યાય તેમજ પ્રામાણિકપણાના સુઘટિત વિચારો માણુસને સ્વતંત્ર નાગરિક બનાવે છે. જો આવી ભાવના અને આવા વિચા-રોનું રોપણ આપણા બાળકોમાં કરવામાં આવે અને યુવક પ્રજા વર્ગમાં તેનું પોષણ કરવામાં આવે તો આવા કહેવાતા કુધારાઓ પોતાની મેળેજ મૃત્યુપ્રાય થઇ જશે.

આવી ભાવના અને આવા વિચારોના પરીક્ષણુથી આપણા જ્ઞાતિ સુધારકોમાંનાં ઘણાં ભ્રમિત થવા જોઇએ. એવા ઘણા મળી આવશે કે જે પોતાના વિચાર કે કથન અનુસાર કાર્ય કરવાને શક્તિવાન થતા નથી-જેમના પ્રામાણિકપણાનો સમાવેશ, એક કાળા અક્ષરને કુટી મારનાર રસોયાને બ્રાહ્મણ કહેવામાં તેની, એક 'કોલેજ'ના સંસ્કૃતના અધ્યાપકની સાથે ગણના કરવામાં અને સંભાવિત અધ્યાપકને કણબી કે સોની કહેવામાં, થાય છે; જેમની ન્યાયવૃતિ, જ્યારે તેઓ સામાન્ય મત પ્રમાણે સ્વીકારાયલા માનસિક, બૌદ્ધિક અને ધાર્મિક બળમાં મહત્તા ધરાવનારને એક અધમ જ્ઞાતિનો ગણીને તેની અવગણના કરે છે અથવા તો જેઓનો ધંધો ભીક્ષા માગવાનો, રસોઇ કરવાનો, પાણી વહેવાનો કે ચા ઉકાળવાનો હોય છે અને જેઓ નિરક્ષર હોઇ ખરેખાત અધમ સ્થિતિમાં હોય છે તેમને ઉચ્ચ જ્ઞાતિના મનુષ્યો તરીકે, પૃથ્વી ઉપર દેવ તરીકે માન આપે છે, ત્યારે ક્ષોભ પામતી નથી; જે પ્રથમ જણાવેલા મનુષ્યોની અધમતાનો ફેલાવ કરવાને અને આભાર પૂર્વક બીજા વર્ગના મનુષ્યોના દર્પને માનનીય ગણીને તેમનો જોર જુલમ સહેતા કમ્પતા નથી. સ્ત્રીઓમાં બુદ્ધિ છે નહિ (સ્ત્રીની બુદ્ધિ પાનીએ), અને તેઓ પગરખાં માફક પુરૂષોની ગુલામગીરી કરવાજ સૃજાયલી છે; તેઓ પરમાત્માને ભજી શકેજ નહી કે પોતાનો મોક્ષ પોતે મેળવી શકે નહિ; અને પતિને પરમેશ્વર માનીને પૂજવા એજ તેઓની મોટામાં મોટી ફરજ છે, એમ શું ઘણાં હિંદુઓ માનતા નથી ? પરંતુ એક સામાજિક રૂઢીઓના ગુલામને સ્ત્રી-બહુમાન (Chivalry) નો વિચાર માત્ર પણ કયાંથી આવી શકે ?

ઉક્ત સુધારકોમાંનો એક વર્ગ એવો છે કે જે આધુનિક જ્ઞાતિ સંસ્થાનો નાશ કરીને પ્રાચીન પદ્ધતિ અનુસાર, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચાર વર્ણો ફરીથી સ્થાપવાનો વિચાર ધરાવે છે. આ વર્ગમાંના જેઓ સ્વ મંતવ્ય અનુરૂપ જીવન ગાળે છે, અને પોતાના આદર્શો પ્રાપ્ત કરવાને કાર્ય કરે જાય છે તેઓ માનને પાત્ર છે. પણ જો આ ચાર વર્ણો ભિન્ન ભિન્ન દિવાલોથી ચણાયલા ચાર ઓરડાઓની માફક એક બીજાથી પૃથક્જ રહેવાનાં હોય, અને પ્રત્યેક આધુનિક જ્ઞાતિ સંસ્થાનાં મૂળતત્વો રાખવાનાં હોય તો પછી ચારને બદલે આવી ચૌદ વર્ણો કેમ ન સ્થાપવી ? એ અમને સમજ પડતી નથી. ચાર એ એક ઘણીજ નાની સંખ્યા છે. તદુપરાંત જે આધારને લઇને

આધુનિક જ્ઞાતિ સંસ્થાનો બચાવ કરવામાં આવે છે તે આધારનું અસ્તિત્વ સમસ્ત ભારત વર્ષમાં માત્ર ચાર વર્ણ સ્થાપવાથી રહેશે નહિ. ગમે તો જ્ઞાતિઓ ચાર હજાર હો કે ચાર હો પણ અસમાનતા, અન્યાય, ઉદારતા-હીનત્વ, અને અધર્મ તેમની સાથે અસ્તિત્વમાં રહેવાના, અને તેમનાથીજ અનેક કુધારાઓ પેસીને પ્રજાકીય પ્રવૃત્તિ અને જ્ઞાનવિકાસ તેમજ જાગ્રતિને વિઘ્નકારક થઇ પડે છે.

ઉલટું જો ચાર વર્ણોથી માત્ર જુના અને પરિચિત શબ્દોનુંજ રક્ષણ કરવુ એજ ધારવામાં આવે; અને માંહોમાંહી ભોજનનો, લગ્ન વિવાહાદિનો, તેમજ બીજા કોઇ સાંસારિક વ્યવહારનો પ્રતિબંધ કરવામાં ન આવે તો આવી ચાર વર્ણોનો શો ઉપયોગ છે એ સમજવું દુર્ઘટ છે. જો શારીરિક વા માન-સિક શક્તિથી અથવા તો ધંધાથીજ આ માણસને ફલાણે નામે ઓળખવો એમ નિશ્ચિત થતું હોય તો જેટલા ધંધા હોય તેટલાં નામ રાખવાં એ ઠીક છે અને કદાચ પહેલાના કરતાં વધારે સારૂં છે. જુદા જુદા વર્ગની વ્યક્તિઓને યોગ્ય નામો ન હોય તો તેથી ભિન્ન ભિન્ન વર્ગોને આપણે એક-જ જથ્થામાં ઓળખી શકીએ; અને જ્યાં સુધી સમાજ એક પ્રવાહી પદાર્થના જેવો ન હોય કે જેમાં પરમાણુઓની ગતિ યથેચ્છ અને સ્વતંત્ર હોય કે જેથી કરીને દરેક પોતાની યોગ્ય સપાટી પર રહી શકે અને તે સ્થિતિ બદલ-વાને સ્વતંત્ર હોય નહિ ત્યાંસુધી, તે ગતિ વિહીનત્વ તેમજ સ્થાયિત્વમાં રહેવાના ભયમાં છે.

પુનઃ ચાર વર્ણ યા ચાર જ્ઞાતિ સ્થાપવાનો વિચાર અત્યંત મોહક લાગે છે કારણકે ઉક્ત વર્ણો પ્રાચીન કાળમાં પ્રચલિત હતી; અને તે વિચાર ભરત-ખંડમાં પ્રાચીન આર્યગૌરવના અપૂર્વ દિવસો પાછા લાવવાનું કાંઇક લોભન આપે છે. પરંતુ જ્યારે ઉક્ત પ્રશ્નનો ગાંભીર્ય પૂર્વક વિચાર કરવામાં આવે; અને ભૂતકાળનો ઐતિહાસિક વૃત્તાંત, આધુનિક જીવનમાં નડતી મુશ્કેલીઓ, અને ભવિષ્યના ગર્ભમાં રહેલી આશાઓ ધ્યાનમાં લેવામાં આવે અને પછી આપણે ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાને પુનઃ જીવિત કરવાને આવશ્યકીય કાર્યની રીતિ-ઓ ઘડી કાઢવાને બેસીએ તો આપણી ખાત્રી થશે કે આપણને દુર્ભેદ્ય વિઘ્નો નડશે. આધુનિક જીવનને સંકુચિત કરી નાંખનારમાંનાં ઘણાં કારણો હજી પણ સજીવ છે; હજી પણ પોતાનું દુષ્ટ કાર્ય અપ્રતિહત ગતિથી કર્યે

જાય છે; અને સંકોચજનક વસ્તુઓમાં વારંવાર શક્તિ પ્રેરિત કર્યાં જાય છે. તે આ સંકોચનો વિનાશ થવા દેશે નહિ; અને વ્યાવહારિક જીવનમાં આપણને માલૂમ પડશે કે હજી પણ ઉપજ્ઞાતિઓ ઘટવાને બદલે ઉલટી વૃદ્ધિગત થતી જાય છે, અને કેટલીક એવી પેટાજ્ઞાતિઓનાં ઉદાહરણ મળી આવશે કે જેમાં ફક્ત થોડા વખત પ્હેલાં અંદરો અંદર ભોજનની તેમજ લગ્નઆદિ વ્યવહારની છૂટ હતી, પણ તેમ કરવાને હમણાંજ તેમણે બંધ કર્યું છે.

તદુપરાંત કોઇ કોઇ જ્ઞાતિઓમાં માલ મિલ્કત, તેમાંનાં ભાગોની સંખ્યા અને જુદી જુદી જ્ઞાતિઓમાં કે ઉપજ્ઞાતિઓમાં તેમનું જુદું જુદું પ્રમાણ, આ સઘળાને વિષે પણ પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે જેમનું સંતોષકારક નિરાકરણ કરવું એ કઠિન છે. નાની જ્ઞાતિઓમાં મધ્યમ સ્થિતિના માણસો કે જેમણે કાંઇક જીવ પ્રાપ્ત કર્યો છે તેઓ પોતાની આ સ્થિતિનો ત્યાગ કરતાં વાંધો ઉઠાવશે, અને એકત્રિત કરવાના વિચારની સાથેજ જુના કાળના કુસંપો અને કલહો કે જેને લઇને તેવા ભાગ પડયા હોય તે સ્મરણમાં તરી આવશે. કેટલીક જ્ઞાતિઓની, પોતે બીજી જ્ઞાતિઓ કરતાં ઉચ્ચતર વા નીચતર છે, એવી માન્યતા અને તત્સંબંધે તેમનું અભિમાન મહાન્ વિઘ્નદાયી થઇ પડશે. વળી, સામાન્ય મનુષ્યોની અજ્ઞાનતા, નિરાળા રહેવાની ટેવો, અને માનાવમાનની ખોટી વિચારણાઓ એ સર્વ અતિ ગૂઢ અને મહત્વપૂર્ણ પ્રશ્નો છે.

પેટાજ્ઞાતિઓને મુખ્ય જ્ઞાતિઓમાં ભેળવી દેવી એવો વિચાર ધરાવનારા મનુષ્યો ઘણી જ્ઞાતિઓમાં મળી આવે છે, પણ ચાર જ્ઞાતિઓજ કરવી એવું પ્રશંસાપૂર્વક કથન કરનાર ઘણે ભાગે આચાર્ય વર્ગ તેમજ કેટલાક ખાસ હકો ભોગવનાર વર્ગમાં જડી આવશે, કે જેઓ સ્વભાવતઃ સત્તા અને સંમાન મેળવવાના પ્રસંગો સર્વ સરખી રીતે પ્રાપ્ત કરી શકે એવા વિચારને પણ સ્હેલાઇથી સ્વીકારી શકતા નથી. શતકો પર્યંત જે સત્તા, સંમાન અને હકો તેમણે ભોગવ્યા છે તે ખોવાના વિચાર માત્રને પણ તેઓ સહન કરી શકતા નથી. આવા લોકો જો પોતાની સ્થિતિની અસમાનતાને તાદૃશ્ય કરે, અને તેમ કર્યા પછી પોતાની સ્થિતિનો પરિત્યાગ કરે, અને આવી અસમાનતાથી દેશને થયલા નુકસાનનો સ્વીકાર કરીને એ નુકસાનનો બદલો વાળી આપવામાં પોતાના ઘણાખરા સમયનો ભાગ આપે, છૂટથી વ્યાવહારિક પ્રસંગોમાં

લોકોની સાથે ભાગ લે અને શતકો પર્યંત પોતાની અસમાનતાથી જેનું સત્યાનાશ વળી ગયું છે તેમની ઉન્નતિ કરવાને પ્રયત્નશીલ અને તેજ સ્વદેશની મહાન સેવા તેમણે કરી છે એમ લેખાશે. આ એક ખરેખરો આત્મભોગજ છે અને તેના શિવાય કોઇ આવશ્યકીય કે મહત્વ વાળું પ્રબળ કાર્ય થઇ શકે નહિ. એક સામાજિક સુધારક કે જે પોતાની પુત્રીને જ્ઞાતિના નિયમ કરતાં એક કે બે વર્ષ મોડી પરણાવે છે અથવા જે પોતાની જ્ઞાતિની સામાન્ય ભાવનાની અવગણના કરીને વિધવા પુનર્લગ્નમાં હાજરી આપે છે, અથવા જે પોતાની બાળકીઓને આંગ્લ ભાષાનુ થોડું ઘણું શિક્ષણ આપે છે અથવા એવુંજ બીજું કાંઇ કરે છે તેનો નામનો આત્મભોગ તે ખોટી સ્થિતિમાંથી અવગમન કરીને તેમજ તેવી સ્થિતિ જોરજુલમ પૂર્વક પ્રાપ્ત કરીને અને તેને જાળવી રાખીને પોતે જે નુકસાન કીધું છે તેનો સારો બદલો વાળી આપવાને જે પ્રયત્નશીલ થાય છે તેના જબ્બર આત્મભોગ આગલ કાંઇજ વિસાતમાં નથી. આવા આત્મભોગથીજ પ્રજામાં નવું જીવન, અને નવું સ્થૈર્ય અંગોઅંગમાં પ્રેરી શકાય છે. જ્યાંસુધી આવા આત્મભોગ અપાય નહિ, જ્યાંસુધી પરમાત્માથી, સૂર્ય નારાયણથી વા ચંદ્ર ભગવાનથી ઉત્પન્ન થવાની, બ્રહ્માના મુખમાંથી, બાહુમાંથી, જંઘામાંથી વા ચરણમાંથી જન્મ પામવાની, અને વિશ્વજનક પરમાત્મા તરફથી પ્રાપ્ત થયેલા અધિકારો અને હકો વિગેરેની કપોળ કલ્પિત વાતોનો જેમના લાભાર્થે તેમનું યોજન થયેલું છે, તેઓ પોતે ત્યાગ કરશે નહિ ત્યાંસુધી ખરેખરૂં સ્વદેશાભિમાન અને જન્મભૂમિના પ્રેમનું અસ્તિત્વ માત્ર શબ્દોમાંજ રહેશે અને તેનાથી શ્રોતાવર્ગના મન ઉપર કોઇ પણ પ્રકારની અસર થશે નહિ.

આટલું છતાં જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓ ભેળવી દેવાના કોઇ પણ પ્રામાણિક કાર્યને, જો કે તેવું કાર્ય કેટલીક પેઢીઓ શિવાય ફળદાયી થવાનો સંભવ નથી તોપણ સર્વ નિઃસ્વાર્થી મનુષ્યોની સહાનુભૂતિ અને સહાય મળવી જોઇએ; અને આવા મનુષ્યોએ પોતાનાથી બને તેટલી અનુકંપા આવા કાર્યમાં દર્શાવવી જોઇએ, કારણકે આવા સઘળા પ્રકારનાં કાર્યથી અમુક પ્રકારનું કેળવણી ગત્ શિક્ષણ મળે છે અને નિઃસંશય કોઈ પણ એટલા બધા કઠિન હૃદયનો નહિ હોય કે જે આવા કાર્યમાં આડું વિઘ્ન નાંખશે.

૪. જેઓને જ્ઞાતિ સંસ્થાની બીલ્કુલ આવશ્યકતા નથી તેઃ--

આ લોકો એમ કહે છે કે પરમાત્મા એ જ્ઞાતિ ઉત્પાદક નથી; જો પરિસ્થિતિ વા કાંઇ બીજાં કારણો કે હેતુઓને લઇને જ્ઞાતિ ઉત્પન્ન થઇ હોય તો તેવી પરિસ્થિતિ અને કારણો હમણા અસ્તિત્વમાં નથી; જો સ્વાર્થમય હેતુઓનું અસ્તિત્વ એક જ્ઞાતિનું કારણભૂત હતું તો તે અપ્રશસ્ત હતા અને હવે એવું જાણ્યા પછી આપણે તેની સામા ઉઠવું જોઇએ. તેઓ જાતિ અને વ્યક્તિ સમાનતાને માટે વકીલાત કરે છે; પરમાત્માનું પિતૃત્વ અને મનુષ્યોનું ભ્રાતૃત્વ સિદ્ધ કરવા માટે આગલ પડે છે; વિચાર, વાણી અને કાર્યના સ્વાતંત્ર્ય માટે કટિબદ્ધ થાય છે; અને વ્યક્તિને પરમાત્મા તરફથી મળેલી બક્ષીસો અને શક્તિઓની ખિલવણી કરવાને માટે પ્રસંગો આપવા તેમનો સતત્ પ્રયાસ ચાલુજ છે. સ્વતંત્ર જીવન ગાળતાં, સમાન પ્રસંગો પ્રાપ્ત કરતાં, પોતાની સર્વ સત્તા અને શક્તિઓનો ઉપયોગ કરતાં, જનસમાજમાં પોતાને યોગ્ય સ્થિતિએ પ્હોંચતાં, અને પોતાનું નસીબ અજમાવતાં સ્વદેશના લાખો નરનારીઓને સંપૂર્ણપણે અટકાવી દઇને અને કેટલાંક બીજા મનુષ્યોને થોડે દરજ્જે અટકાવીને પ્રજાકીય શક્તિનો જે દુરૂપયોગ કરવામાં આવે છે તેનું આપણને તેઓ દર્શન કરાવે છે. નરનારી ઉપર વંશ પારંપરીય અને સંગતિ જનિત જે અસરો થાય છે તે તેમની દૃષ્ટિ બ્હાર નથી, પણ આ અસરોને સંપૂર્ણ અવકાશ મળે તેમજ કેટલીક બાબતોમાં આવી અસરો કરતાં વધારે શામર્થ્યશીલ બીજી શક્તિઓ છે તેને પણ પૂરેપૂરો પ્રસંગ પ્રાપ્ત થાય તેની આકાંક્ષા તેમને હોય છે. ક્ષેત્રકારોના, દરજીઓના, મોચીઓના તેમજ માછીમારોના બાળકોમાંથી મોટા મહાત્માઓ, ન્યાયાધીશો, ધારા-શાસ્ત્રીઓ, ડોકટરો, વિજ્ઞાન શાસ્ત્રીઓ, યોદ્ધાઓ, રાજ્યતંત્રવાહકો, અને પરોપકારશીલ પુરૂષો ભિન્ન ભિન્ન દેશોમાં ઉત્પન્ન થયા છે; અને અમુક દરજ્જે આપણા દેશમાં પણ થયા છે.

આ વર્ગ બતાવી આપે છે કે જીવનના સામાન્ય પ્રસંગોમાં માનુષી સ્વભાવ પ્રમાણે આપણી પસંદગીના મનુષ્યો સાથે આપણે મિત્રાચારી રાખીએ છીએ, પછી ભલેને તે જુદી જ્ઞાતિના હોય; તેમજ આપણી જ્ઞાતિના આપણી પસંદગી વિનાના માણસોથી આપણે દૂર કે બેદરકાર રહીએ છીએ. તેમ હોવા છતાં પણ જ્ઞાતિ કે જ્ઞાતિ-ભાવનાને લીધે અન્ય જ્ઞાતિના મનુષ્યો સાથેની મિત્રાચારીથી જોઇએ તેટલો ફાયદો આપણે મેળવી શકતા નથી;

અને નિજજ્ઞાતિના મનુષ્યોની તરફ બેદરકારી રાખવાથી પણ આપણને કાંઇ પણ લાભ થતો નથી. જ્ઞાતિને લીધેજ આપણા ઉત્તમોત્તમ મિત્ર સાથે સાંસારિક સંબંધ બાંધી શકતા નથી, અને જેમના સંગને માટે આપણે નિષ્કાળજી ધરાવીએ છીએ તેમની સાથે આવા સંબંધ બાંધવાની આપણને ફરજ પડે છે.

આપણી દૈનિક જીવનચર્યામાં નાના પ્રસંગોનાં પણ જ્ઞાતિ સંસ્થાથી ઉપજતી મુશ્કેલીઓનો કડવો અનુભવ આપણને અહર્નિશ મળતો જાય છે. ઉદાહરણ તરીકે એક માણસને નિવાસ સ્થાન માટે અમુક જગ્યા અત્યંત પસંદ પડે છે; અને આનંદથી ત્યાં જઇને રહી શકે અને તજ્જનિત સુખાસ્વાદન કરી શકે એમ છે. પરંતુ ત્યાં રહેતા લોકો અન્ય જ્ઞાતિના છે, તેઓ તેને સ્વાગત આપશે નહિ; અને સ્વજ્ઞાતિના મનુષ્યો તેની અવજ્ઞા કરીને તેનો ઉપહાસ કરશે. પરિણામે તેને પોતાને જે સ્થાને રહેવાની દરકાર નથી અને જે લોકોના સહવાસમાં રહેવાનું તેને પસંદ નથી તેજ સ્થાને અને તેજ સહવાસમાં પોતાની મરજી વિરૂદ્ધ રહેવાની ફરજ પડે છે; અને તેથી કરીને કેટલીક અસગવડતાઓ અને મુસીબતો ભોગવવાનું તેના નસીબમાં ચોંટયુંજ રહે છે. સંભવિત છે કે તેનો વિચાર ખોટો હોય અને જે અસગવડતાઓ તેને લાગે છે તે ખરેખરી રીતે જોતાં સુખમય સગવડતાઓ હોય, પરંતુ તેનો જીવન મોહ ઉડી જાય છે, અને એક જીવન સુસ્ત અને તંદ્રિત બની જાય તેનાથી સ્વદેશને જેટલું નુકસાન ખમવું પડે છે તેટલોજ લાભ એક જીવન પ્રવૃતિમય અને આનંદી બનવાથી થાય છે.

ઉપરોક્ત એ એક નાનો સરખોજ દાખલો છે. જ્ઞાતિજનિત મુશ્કેલીઓ આપણા સર્વ સાંસારિક, પ્રજાકીય અને સામાજિક જીવનમાં વ્યાપિ રહેલી છે, તે આપણી કેળવણીને અટકાવે છે, આપણા ઉદ્યોગ અને વ્યાપાર આદિમાં વિઘ્નરૂપે થઇ પડે છે; ઇસ્પિતાલો, બોર્ડીંગો, વિગેરે ઘણી ઉપયોગી સંસ્થાઓને અડચણ કર્તા થઈ પડે છે; અને નિર્બળ ગુલામો અને કઠિયારાઓ તેમજ જળવાહકો જેવું જીવન ગુજારે છે તેવુંજ આપણું જીવન કરી નાંખે છે, અને તેથી પ્રગતિ અને ઉત્પત્તિચક્રને આપણું જીવન ભારકારી અને વિઘ્નકારી થઇ પડે છે. આથી કરીનેજ નિરંકુશિત અને શક્તિવાન આપણને ધિક્કારે છે; અને લાત પ્રહાર કરી બાજુપર કાઢી નાંખે છે.

કેટલાક લોકો આવા અંકુશોને મનુષ્યોની યથેચ્છાને હાથમાં રાખવાનાં સાધનો ગણે છે, તેને સહન કરવું તે પ્રશસ્ત સ્વાત્મભોગ ગણે છે, અને તેનાથી થતું મંદ અને આનંદહીન જીવન તે એક મહાન, સાદુ, અને ઉચ્ચ જીવન છે એમ લેખે છે. પરંતુ જે અંકુશથી વ્યક્તિનું શારિરિક, નૈતિક અને સામાજિક ભલું થઇ શકતું નથી અને સમષ્ટિના ઔદ્યોગિક અને રાજકીય જીવનમાં પ્રગતિ થઇ શકતી નથી, તે અંકુશ કોઇ પણ રીતે આરોગ્યવહ હોઇ શકે નહી. જ્યાંસુધી સ્વાત્મભોગ સ્વૈચ્છિક ન હોય અને તેનાથી જે ગેરફાયદો કે અસગવડતા સહન કરવાં પડયાં હોય તે સારી રીતે લક્ષમાં ન હોય તે આત્મભોગ પ્રશસ્ત કહી શકાય નહી. તેમજ સ્વાતંત્ર્ય, જ્ઞાન, અને આનંદરહિત જીવન ઉત્તમ ગણી શકાય નહિ.

આ વર્ગમાંના સ્વતંત્ર માણસો પાસે જુનાપુરાણા આર્ય આદર્શોછે; અને તેઓની પકી ખાત્રી થઇ છે કે આ આદર્શોમાં પુનઃ જીવન પ્રેરીને, સામાજિક સંસ્થાની પુનઃ રચનાથી તેઓને પ્રાપ્ત કરી શકાશે અને માત્ર સમરામણના થીગડાં મારવાથી તે પ્રાપ્ત થઇ શકશે નહિ. તદુપરાંત તેઓ એમ કહે છે કે ભવિષ્યનો વિચાર કર્યા શિવાય આ રચનાનો પાયો નાંખવામાં આવ્યો છે, અને એ રચના એવી વિચિત્ર રીતે રચવામાં આવી છે કે એક ગૃહમંદિરને આરોગ્યાવહ આનંદપૂર્ણ, સ્વાતંત્ર્ય યુક્ત, અને સગવડતાવાળું બનાવવાને માટે આવશ્યકીય બારી બારણાં, ઓરડાઓ અને ખંડો, અટારીઓ અને માળો, ઉદ્યાનો અને કુંજો, વિગેરે સગવડતાઓ જોઇએ તેવી આમાં નથી.

કેટલાંક વરસ થયાં આ અનારોગ્ય પૂર્ણ મંદિરના ભાગ્યહીન નિવાસકોને હેરાનગતિ ભોગવવી પડી છે; અને સમરામણને માટે તેમજ પ્રકાશ અને ખુલ્લી હવાને માટે બારી બારણાં મુકવાનો તેમણે વિચાર કીધો છે. પણ સંયુક્ત ગૃહસંસ્થામાં જેમ હમેશાં બને છે તેમ દરેક વ્યક્તિ બીજાને ભોગે લાભ મેળવવાની આશા રાખે છે; શ્રીમંત ભાઇ ભત્રીજા પોતાના ભાગ કરતાં એક દમડી સરખી પણ વધારે આપતા નથી. અને કેટલીક વખત તો તેમ પણ નથી કરતા, તેથી ઢોંગાઇ એ એક નિયમ જેવી થઇ જાય છે; બહાના પુષ્કળ મળી આવે છે; અને સ્વભાવ નીચ બની જાય છે. પરિણામે તેમને સર્વ પ્રકારની અગવડતાઓ સહન કરી લેવી પડે છે અને બહુજ જરૂર સિવાયનું સઘળું સમારકામ થઇ શકતું નથી. દરેકનો હેતુ આ અંધ-

કારમય ગૃહમાં ઉત્તમોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવાનો છે; અને જ્યાંસુધી તે સ્થિતિમાંના માણસને દૂર કરવામાં ન આવે ત્યાંસુધી તેમ બનવું અસંભવિત હોવાથી, હમેશાં અદેખાઈ ઉત્પન્ન થયા કરે છે. વળી જીવનના ઉચ્ચતર હેતુઓ અને ધારણાઓનો વિચાર કર્યા શિવાય દરેક જણ સતત્ હોંસાતોંસી, કલહ અને લડાઇ–ટંટામાંજ વ્યગ્ર રહે છે.

આ ચોથા વર્ગમાંના કેટલાક ત્રીજા વર્ગમાંથી નૂતનજ આવેલા છે. સ્વજ્ઞાતિ સુધારણાના પ્રયત્નોમાં તેમને નાસીપાસજ થવું પડયું છે, અને તે તદ્દન સ્વાભાવિક છે. ખેતરોમાં મજુરોના ઉપરી મુકાદમ કે કોઇ જુના-પુરાણા કેદખાનાના ઉપરી દારોગાના જેવી કાંઇક વધારે સારી સ્તિથિ ભોગવનાર મનુષ્યોને તેમના સહનિવાસીઓ વારંવાર ખરા સ્વરૂપમાં ઓળખી શકતા નથી; અને તેવી રીતે સંશય લાવવા માટે પૂરતાં કારણો પ્રસંગોપાત્ત જડી આવે છે. જે કાંઇ મહત્વતાની સ્થિતિ ભોગવે છે તેને જાળવી રાખવાને તેમજ પોતાનો અધિકાર વાપરવાને તેઓ ચિંતા કુળ રહે છે; જ્યારે તેમનાથી નીચા દરજ્જાના તેમની ઇર્ષ્યા કરે છે. આ પ્રમાણે પરસ્પર ભય અને ધિક્કારની લાગણી જોવામાં આવે છે.

જ્ઞાતિનો આંતરિક સુધારો કરવાને પ્રયત્નશીલ થનાર ઉત્સાહપૂર્ણ મનુષ્યો ઉપરોક્ત કથન જો કે તે કંઇક કર્ણકટુ છે તોપણ તેનું સત્ય હાર્દ સમજશે. તેઓનું કેવું ખોટું સ્વરૂપાલેખન થયું હતું, કેવી ચાડી ચુગલીઓ થતી હતી, ઉત્તમોત્તમ ભાવનાઓ ધરાવનાર ગૃહસ્થોની ધારણાઓને કેવું ભયંકર સ્વરૂપ અપાતું હતું; અન્ય કોઇ હેતુ શિવાય માત્ર સામા થવાને અને વિરૂદ્ધ પડવાને ખાતરજ તેમની સામા કેમ પક્ષો પડતા, દરેક જ્ઞાતિમાં સારી સંખ્યામાં અસ્તિત્વ ધરાવતા વિઘ્નસંતોષી પુરૂષો કેવી રીતે તેમની સામા એકત્ર થતા, અને સરળતાથી અનુયાયીઓ મેળવતા તેમજ અંતે આવા ઉત્સાહપૂર્ણ મનુષ્યો કેવી રીતે પાછા પડતા એ સવ તેમની પાસેથી જાણવું એ બહુ રમુજી છે.

વળી આપણી આધુનિક સામાજિક રચનામાં એક બહારના મનુષ્ય –એક તૃતીય વ્યક્તિ કે જેની સાથે આપણે કાંઇ લેવા દેવા નથી તેને વધારે સાવધાનતાથી અને સંમાન પૂર્વક સાંભળવામાં આવે છે. કોઇક લાભદાયી

કાર્યને માટે નિશ્ચય કરવો અને તે પ્રમાણે વર્તવું એમ કરવાને અહરમા એક સ્વતંત્ર માણસે આખી જ્ઞાતિને દોરી હોય તેનાં ઉદાહરણો આપણને અજ્ઞાત નથી.

આ ચોથા વર્ગના મનુષ્યો આવા છેવટ નિશ્ચય ઉપર આવ્યા છે. કદાચ તેઓએ ભૂલ કરી હશે, પરંતુ તેઓએ ઉક્ત બાબતો ઉપર પૂરતો વિચાર કર્યો છે, અને હજુ વિચાર કર્યા જાય છે. તેઓ સત્યાવલંબી હોઇ પોતાની ભૂલો કબુલ કરવાને હમેશાં તત્પર રહેશે. માત્ર એટલું થવું જોઇએ કે તેમની ભૂલો તેમને બતાવવી. જ્યાંસુધી તેઓ આવી ઉત્તમ ભાવનાઓનું સેવન કરશે ત્યાંસુધી તેઓ પોતાના નિશ્ચયોને વળગીજ રહેવાના.

જે રીતિ ઉપર હમણાં હમણાં સંયુક્ત હિંદુ કુટુંબોના વિચારવાન પુરૂષો પોતાનું કામ લેવા લાગ્યા છે, તેવીજ રીતિ ઘણે અંશે આ ચોથા વર્ગના મનુષ્યોની છે. આગલ ઉપર થતું આવતું હતું તે છોડી દઇ તેથી જુદોજ માર્ગ ગ્રહણ કરીને, કાંઇક વધુ આવકવાળા પુરૂષો બાપદાદાની માલ મીલ્કત અને ઘર વિગેરે પોતાના ગરીબ ભાઇ–ભત્રીજાને સોંપીને તેમ-નાથી અલગ થાય છે, અને તેમ કરીને ઉક્ત ભાઇ ભત્રીજાઓનું અને પોતાનું જીવન સુખમય બનાવે છે. આમ કર્યા પછી તેઓ તેને વધારે ચાહવા અને માન આપવા માંડે છે. તેના અભિપ્રાયો જાણવા તેઓ ઉત્સુક બને છે; અને તેની શીખામણ પ્રમાણે ચાલવાને તત્પર થાય છે. સ્વાત્મબળ, ઉચ્ચાશય, મોટું મન અને સામાજિક ઉદારતા આદિનો તેણે તેમને પૂરતો અનુભવ કરાવ્યો છે. એનું ઉદાહરણજ માત્ર તેમનામાં નવું જીવન પ્રેરે છે. તે પોતે પણ પ્રસંગ પ્રાપ્ત થતાં પોતાનાં ભાઇ ભાંડુઓને મદદ કરવા એક પગે તત્પર હોય છે. આવી મદદ કોઇ પણ જાતની, આશા રાખ્યા વગર અપાય છે; અને તે કોઇ પણ જાતના સ્વાર્થને લઇને નહિ પણ પોતાના ભાઇ ભાંડુઓને માટે હૃદયમાં ઉદ્ભવતા પ્રેમથી પ્રેરાઇને અપાયલી હોય છે. આટલા ખાતરજ તેમના પરસ્પર સંબંધમાં ગેરસમજ થવી સંભવતી નથી.

જ્ઞાતિ સુધારણા વિષય સંબંધમાં ઉક્ત વિચાર આ વર્ગના પુરૂષોને એક ભોમિયાની ગરજ સારે છે. સ્વાતંત્ર્ય, સ્વાત્મબળ, ઉચ્ચતમ આશયો અને સામાજિક ઉદારતા આદિ તેઓના મુદ્રાલેખ છે. વિચાર, વાણી અને

કાય—એ ત્રણમાં સુદ્રઢ રહેવું એ તેઓનો પ્રથમ સિદ્ધાંત અને ફરજ છે. તેઓ સત્યપ્રિય અને પ્રામાણિક છે. જુના વિચારના મનુષ્યો તરફથી તેમને હરકત કરવામાં આવતી નથી તેનું કારણ એ છે કે તેઓ સુધારા સંબંધી તેમની સાથે વાદવિવાદમાં ઉતરતા નથી કે તેમના કાર્યમાં આડા આવતા નથી. તેઓને સન્માન અપાય છે તેનું કારણ એજ છે કે તેઓ દ્વિધા જીવન ગાળતા નથી વા તેમની સાથે દ્વિધા વ્યવ્હાર રાખતા નથી.

અમે ઇચ્છીએ છીએ કે આવા મનુષ્યોની નામાવળી તૈયાર કરવી જોઇએ.

ઉક્ત નામાવળી તૈયાર કરવામાં અમારો એવો હેતુ નથી કે તેમાં નામ નોંધાવનારોએ જ્ઞાતિને તિલાંજલી આપવી. વધારેમાં વધારે અમે નામ નોંધાવનાર પુરૂષ વા સ્ત્રી પાસેથી એટલીજ આશા રાખીએ છીએ કે તેઓએ વતનને માટે નિર્મિત કરેલા સિદ્ધાન્તને અનુરૂપ વર્તન રાખવું. નામ નોંધાવવાથી ઉક્ત સિદ્ધાન્ત પાળવાને માટે તેઓ પોતેજ બંધાય છે; અને તેમના આ વર્તનથી તેમના પુત્ર પુત્રાદિ યા અન્ય કોઇ સંબંધીને કંઇ પણ બંધન નડતું નથી.

ઉપરોક્ત રીતિને પસંદ કરનારા મનુષ્યોની સંખ્યા હાલમાં જોઇએ એટલી મોટી નથી; પરંતુ એમ આશા રાખવામાં આવે છે કે તે દિન પર દિન વધતી જશે, અને થોડા વખત પછી તો ઉક્ત નામાવળી વધતી જતી માગણીઓને પ્હોંચી વળવા પૂરતી થવી મુસ્કેલ થઇ પડે એમ પણ સંભવ રહે છે. એમ છતાં શરૂઆતમાં પરસ્પર ઓળખાણ થવા માટે અને વધારે સંબંધમાં આવવા માટે કે જેથી કરીને એકજ દિશામાં વહન કરતા અને એકજ આશયથી કાર્ય કરતા મનુષ્યોનું વધુ અને વધુ શ્રેય થાય, તેટલા માટે એવી એકાદ નામાવળીની આવશ્યકતા છે.

કાર્યક્રમ અને સમયાનુકૂળ યુક્તિ—પ્રયુક્તિની દરેક બાબતોમાં આ મનુષ્યો પોતાનાજ વિચારો ધારણ કરી રાખે એવી આવશ્યકતા રહેશે; કારણકે ભવિષ્યને માટે કોઇ પણ સંયુકત કાર્ય ડા'પણ ભરેલું નથી. કેટલાક મનુષ્યો આવી સંયુક્ત રીતિની માગણી કરે છે કારણકે મૂળથીજ તેઓ સમૂહમાં રહેવાને, વિચાર શક્તિને તિલાંજલી આપી અન્યને તે કાર્ય સોંપવાને અને અંધ બની

દોરાવાને, ટેવાયલા હોય છે. પરંતુ અમારી ધારણા એવી છે કે આ મનુષ્યોને એકત્ર કરે અને તેઓને કોઇ પણ જાતનું સંયુક્ત જીવન અર્પે એવી કોઇ પણ રીતની રચના કાં તો આવશ્યક છે વા ડા'પણ ભરેલી છે. આટલું છતાં તેઓએ જીવનની જુદી જુદિ સ્થિતિપર રહેવું જોઇએ, અને એક બીજાથી ઘણી બાબતોમાં જુદાં પડવું જોઇએ, એવી કબુલાત ઉપર તેઓ ઘણેક અંશે આવે છે.

વળી એક યા વધુ નૂતન જ્ઞાતિઓ ઉત્પન્ન કરવી એવી અમે માગણી કરતા નથી. અમે જે સર્વ માગીએ છીએ તે એટલુંજ કે સર્વને પોત પોતાના વિચાર પ્રમાણે વર્તન કરવાની સ્વતંત્રતા પ્રાપ્ત થાય. નિર્મિત સિદ્ધાંત, અને કાર્યમાં પ્રથમ પગલાં લેવા સંબંધમાં પોતાની સાથે એકજ વિચારના થાય એવા મનુષ્યોની સંખ્યા કેટલી છે તે જાણવાની; અને પોતાને સહમત થાય અને પોતાની જાતમાં ભળે એવા મનુષ્યો સાથેનો પરસ્પર સંબંધ વધારવા સગવડતાઓ પ્રાપ્ત કરવાની હાલ તરતજ આવશ્યકતા છે.

નામાવળી તૈયાર કરતાં કેટલાક મનુષ્યોએ એમ ચોખ્ખે ચોખ્ખું જણાવવાનું પસંદ કર્યું હોત કે તેઓની માગણી એવી છે કે જ્ઞાતિનો તદ્દનજ નાશ કરવો, અથવા તો સર્વ જ્ઞાતિઓને ભેળી દેવી કે ચાર મુખ્ય જ્ઞાતિજ રાખવી; અથવાતો તેઓ એમ પણ કહેવાને અને તદનુરૂપ વર્તન કરવાને પણ તૈયાર થાત કે તેઓનો કોઇપણ જ્ઞાતિ સાથે સંબંધ નથી. પરંતુ ઘણા એવા પણ છે કે જયાંસુધી તેઓની એમ ખાત્રી થાય નહિ કે આમ કરવાથી તેઓ પોતે મુસ્કેલીમાં મુકાશે નહિ કે બીજાને મુશ્કેલીમાં મુકશે નહિ વા તેમને દુ:ખકર્તા થઇ પડશે નહિ, ત્યાંસુધી પરિસ્થિતિને અનુસરીને તેઓ આવી જાહેર કબુલાત કરી શકશે નહિ, એ સત્યવાત આપણે ભૂલી જવી જોઇતી નથી. જાહેર કબુલાત કીધા પછી તેઓએ તેને અનુરૂપ વર્તન કરવુંજ જોઇએ, પરંતુ તેઓને તેમ વર્તન કરવા દેવાને જોઇતી સગવડતાઓ નથી. આ બાબતમાં આપણે માત્ર ભિન્ન ભિન્ન ત્વરાથી ડગલે ડગલે આગળ વધી શકીએ તેમ છીએ.

વળી સગાઇના અને મિત્રતાના બંધનો તોડી નાંખવાનું અને ભૂતકાળની ગાથાઓ અને સંકલનાઓનો વિનાશ કરવાનું, કાર્ય આપણાથી બની શકે તેમ નથી અને એમ કરવા અમારી માગણી પણ નથી. આમ જોતાં માત્ર એકજ

યોગ્ય માર્ગ એ માલૂમ પડે છે કે જ્ઞાતિના સભ્ય તરીકેના અસંતોષને તિલાંજલી આપવી; અને આપણા જીવનને સુખમય અને આનંદિત બનાવે એવા સગાઇ તથા ગાથાઓ વિગેરેના સંબંધને જાળવી રાખવાં. ઉક્ત સંબંધો, સગાઇનો નાતો કે ગાથાઓ આપણને કાંઇ જ્ઞાતિના ગુલામ બનાવતી નથી; પરંતુ આપણને એવા ગુલામ બનાવનાર તે આપણો વિચારજ માત્ર છે કે જેથી આપણે પોતાને ગુલામ ધારીએ છીએ અને જે આપણી સ્વતંત્રતા હરી લઇ સર્વ ખરાબીઓના મૂળનુ કારણ થઇ પડયો છે. આપણે આ વિચારને તિલાંજલી આપીએ કે તરતજ આપણને માલૂમ પડે છે કે આપણે સ્વતંત્ર છીએ, અને જે સંબંધો અને ગાથાઓ આપણે સહર્ષ સાચવી રાખીએ છીએ તે આપણું જીવન માત્ર સુખમય બનાવવા માટેજ છે.

જ્ઞાતિ જેવી સંસ્થા અસ્તિત્વ ધરાવે છે એવા વિચાર મુખ્યત્વે કરીને ત્રણ બાબતોને લીધે સચવાઇ રહે છે. પ્રથમ એ છે કે જ્ઞાતિ સંબંધી પ્રશ્નોનો નિકાલ કરવાને જ્ઞાતિના જે સંમેલનો યા પંચ ભેળાં થાય છે તેમાં હાજર રહેવાને માટે આપણને ઇચ્છા થાય છે વા આપણી ફરજ સમજીએ છીએ; દ્વિતીય એ છે કે જ્ઞાતિ ભોજનો આપવાં યા તેમાં ભાગ લેવો; તૃતીય એ છે કે જ્ઞાતિની મિલ્કત સંબંધમાં આપણા હૃદયમાં લાગણી ઉદ્‌ભવે છે.

આવી સ્થિતિ મહારાષ્ટ્ર કરતાં ગુજરાતના કેટલાક ભાગોમાં મુખ્યત્વે કરીને છે. કેટલીક બાબતોમાં તો જ્ઞાતિ સંબંધી ભાવના, લાંબા વખતથી મેળવેલા હકો અને મગરૂરીને લીધે, કે લાંબા વખતથી જે અધોગતિ અને નીચતા સહન કરતાં આવ્યા છે તેને લીધે, વધારે મક્કમ બની છે. ધણી ખરી બાબતોમાં તો અંત્યજ ગણાતી જ્ઞાતિઓનો ઉદ્ધાર કરવાથી કાંઇક પ્રિય થાય તેમ છે, પરંતુ જ્યાંસુધી હાલમાં ઉંચી ગણાતી જ્ઞાતિઓ ભવિષ્યને બરાબર તેનો યોગ્ય વિચાર કરી શકે નહિ અને ઉકત નીચ જ્ઞાતિઓને સહર્ષ પોતાનામાં ભેળવવા તૈયાર થાય નહિ ત્યાંસુધી તેવી જ્ઞાતિઓનો ઉદ્ધાર કરવાનું કાર્ય તેમની વચ્ચમાં નવીન મુશ્કેલીઓ ઉભી કરશે, કે જે બંન્નેને હાની કર્તા થઇ પડશે. પ્રગતિનું કાર્ય, તેટલા માટેજ ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓના મનુષ્યોએજ શરૂ કરવું જોઇએ. તેઓએ ભવિષ્યના ભયનો વિચાર કરી તેનું યથાર્થ દર્શન કરવું, અને પોતાના અયોગ્ય આસનેથી નીચા ઉતરવું જોઇએ; અને આ કાર્ય બને તેટલી ત્વરાથી વખતસર આટોપાવું જોઇએ.

આ સર્વ કારણોને લઇનેજ અમે ધારીએ છીએ કે પ્રથમ પગલું ભરવાનું તે એજ છે કે જ્ઞાતિ ભાવનાને જે કારણો સુદ્રઢ બનાવે છે તે કારણો નષ્ટ કરવાં, અને અમે માનીએ છીએ કે ઉક્ત કારણો દૂર થયાં પછી ભાવના પોતે પણ અસ્તિત્વમાંથી નષ્ટ થવાની. જ્યાંસુધી જે કારણો જ્ઞાતિ ભાવનાનું રક્ષણ કરે છે તેમના ઉપર સીધો હુમલો કરવામાં ન આવે ત્યાંસુધી ઉક્ત ભાવના અસ્તિત્વમાં નથી એમ જણાવવું એ કોઇ પણ રીતે ફાયદો કરી શકે એમ નથી.

કેટલાક મનુષ્યો કહેશે કે તેઓ જ્ઞાતિ સંમેલનોમાં કે ભોજનોમાં ભાગ લેતાં નથી; અને આવાં જ્ઞાતિ ભોજનો આપતાં પણ નથી. આથી કરીને ઉપરોક્ત નામાવળીમાં પોતાનું નામ દાખલ કરાવવાને તેઓ કાંઇ પણ જરૂર જોતાં નથી. કદાચ તેઓ એવી સુખમય પરિસ્થિતિમાં મુકાયા હશે કે જેથી તેમને સામાજિક વ્યવ્હારને માટે વધુ સગવડતાઓની દરકાર નહિ હોય. પરંતુ તેમના અન્ય બંધુઓ કે જેઓ એથી ઓછી સુખમય પરિસ્થિતિમાં મુકાયલા છે તેમના લાભને ખાતર તેઓએ પોતાનાં મુબારક નામ ઉક્ત નામાવળીમાં નોંધાવી લેવા તત્પર થવું જોઇએ.

હવે આપણે પ્રકટી કરણની બાબતોનો વિચાર કરીએ. (અ). એક સ્વતંત્ર મનુષ્ય જ્ઞાતિના સંમેલનો, જો તેનાથી તેને કાંઇ લાભ થવા આશા હોય અથવા લાભ કરી આપવા પોતે સમર્થ હોય, તો તેમાં હાજરી આપવાને પૂરતો સ્વતંત્ર છે. એવા ઉદાહરણો ઘણા મળી શકે તેમ છે કે જેમાં બ્હારના મનુષ્યોએ આવીને જ્ઞાતિનું અત્યંત પ્રિય કરેલું માલૂમ પડે છે. ખરી રીતે જોતાં વગવસીલા વાળા બ્હારના મનુષ્યે જ્ઞાતિને એકાદ કોઇ ઉત્તમ ઠરાવ કરવા અને તદનુરૂપ વર્તન કરવા પ્રેરવામાં વધુ ફતેહ મેળવી છે જયારે જ્ઞાતિના મનુષ્યો કાંઇ પણ કરવાને શક્તિમાન થયા નથી. જો સારી વગસગ હોય અને ઉપયોગી થવાની આકાંક્ષા હોય તો એક સ્વતંત્ર વ્યક્તિ ઘણી જ્ઞાતિના સંમેલનોમાં ભાગ લેવાને શક્તિવાન થઇ શકે, એટલુંજ માત્ર આવસ્યક છે કે એવાં સંમેલનોમાં 'હું આ જ્ઞાતિનો છું' એ ભાવનાથી તેણે ભાગ લેવો જોઇએ નહિ.

કેટલીક જ્ઞાતિઓના સભ્યોએ પોતાનાં નાના નાના મંડળો, સ્થાપ્યાં છે જેને તેઓ સમુહ, સમાજ, સભા, સંમેલન વિગેરે નામોથી ઓળખે છે.

ચોથા વર્ગના માણુસને માટે અમારા મત પ્રમાણે આવાં મંડળોમાં તેમણે કોઇ પણ પ્રકારે ભાગ લેવો એ જ્ઞાતિ ભાવના અજરામર કરવા જેવું છે; અને તેટલા માટેજ પોતાના જીવનને ખાતર તેમણે જે આદર્શો બાંધ્યાં છે તેને તે અનુરૂપ નથી. આવા મનુષ્યો અમારી માન્યતા પ્રમાણે માત્ર એટલુંજ બ્હાનું કાઢે છે કે સામાજિક આનંદને માટે તેમને અન્ય કોઇ પણ સ્થાન દષ્ટિગત થતું નથી.

આપણે જ્ઞાતિ પરિષદો, જ્ઞાતિ સંમેલનો, શાળાઓ, છાત્રાશ્રમો અને અનાથાશ્રમો આદિ વિષે ઘણી વાર સાંભળીએ છીએ. કાંઇક પ્રિય કરવાના હેતુથી અનુકંપા ધરાવીને કોઇપણ બ્હારને સ્વતંત્ર માણુસ આવી પરિષદો અને સંમેલનોમાં ભાગ લે એ કોઇપણ પ્રકારે વાંધા ભરેલું નથી.

( ब ). ઉક્ત કથન જ્ઞાતિ ભોજનોને પણ લાગુ પડે છે. એક સ્વતંત્ર હિંદુ પોતાનાં સગાં સંબંધી અને મિત્રાદિ, ભલેને તે પોતાની જ્ઞાતિનાજ હોય, જ્યાં ભેગાં થાય છે તેવે સ્થાને ભોજનમાં સારી રીતે આનંદ માણે છે. તે પોતે ભોજન આપે છે, અથવા તો તેવે સમયે હાજર રહીને તેનો ઉપભોગ કરે છે; પરંતુ તે વખતે જ્ઞાતિ ભાવના તેનાથી અત્યંત દૂર હોવી જોઇએ.

તેજ પ્રમાણે પોતાની જ્ઞાતિનાં લોકો સાથે નવા સંબંધો બાંધવાને તેને સંપૂર્ણ છૂટ છે.

કેટલાંકને એવો ભય પેસી ગયો છે કે એક માણુસ તેની માન્યતા પ્રમાણે જ્ઞાતિથી સ્વતંત્ર થઇ ગયો છે એમ તે જ્ઞાતિના જાણવામાં આવે તો તરતજ તેને જ્ઞાતિ બહિષ્કૃત કરવામાં આવે અને તેને પોતાને તેમજ પોતાનાં સગાંવહાલાંને તેથી કરીને નકામી અડચણો વેઠવી પડે. આ ભય રાખવાને અમને કંઇ સંગીન કારણ જણાતું નથી. જ્યાં નુકસાન કે દુઃખની ગણના કરવામાં ન આવે ત્યાં નુકસાન કે દુઃખ કરવાને કોઇજ તૈયાર હોતું નથી. વળી જો કોઇ જ્ઞાતિ એવું નામનું પગલું ભરવામાં અને એક સ્વતંત્ર મનુષ્યને જ્ઞાતિથી બહિર્મુખ કરવામાં, પોતાની ઘેલછા બતાવે તો આવા કૃત્યથી તેણે આનંદ માનવો જોઇએ માત્ર જ્ઞાતિના કાર્યની અવગણના કરીને તેમાં નિરાશા ફેલાવવી એટલુંજ તેણે કરવાનું છે; અને તેને માલૂમ પડશે કે તેના અડગ નિશ્ચયથી સમસ્ત જ્ઞાતિ એટલી ઉચ્ચ સ્થિતિએ આવી પહોં-

ચશે કે જે સ્થિતિએ તેના આવા નિશ્ચય શિવાય વર્ષો પર્યંત પણ તે પહોંચી શકી ન હોત. તેના અડગ ધૈર્યથી બીજા કોઇ પ્રસંગો વખતે વ્યક્તિ ગત સ્વાતંત્ર્યમાં ફરીથી માથું મારતાં તે જ્ઞાતિ અટકશે પોતાનાં ઘેલછાં ભરેલાં કાર્યથી રખેને પોતાને કોઇ બીજા પુરૂષોની ખોટ જાય એવા ભયમાં તે જ્ઞાતિ હર હમેશ રહેશે. કેટલાંક એવાં ઉદાહરણો મળી આવે છે કે જેમાં સાહસ પૂર્વક કોઇને જ્ઞાતિ બહિષ્કૃત કર્યો હોય જેથી કરીને સમસ્ત જ્ઞાતિ એટલી બધી ગુંચવાડાભરેલી સ્થિતિમાં આવી પડી હોય કે કાંતો તે જ્ઞાતિ બહાર મુકવાના કરેલા ઠરાવની ઉપેક્ષા કરે છે, કે છેવટે તેનો કાંઇ નિકાલ કે વિનાશ કરે છે.

(क). જ્ઞાતિની માલ મિલ્કત એ જ્ઞાતિની ભૌતિક બંધનશક્તિ છે. જ્યાંસુધી એને માટેનો આપણો પ્રેમ ઓછો થાય નહિ ત્યાંસુધી આપણે સ્વતંત્ર મનુષ્ય બની શકશું નહિ. તેમાં સ્વાર્થવૃત્તિ રાખ્યાથી આપણી માનસિક શક્તિઓ સંકુચિત બની જાય છે, અને કલહ, આંતરિક ઉદ્વેગ, અને બીજી ઉપાધિઓ ઉત્પન્ન થાય છે. આવી લાગણીઓથી જ્ઞાતિમાં ખળભળાટ ઉદ્દભવ પામે છે. ન્યાયમંદિરોમાં જતી ફરિયાદોનું આ ભાવના એક ફળદ્રુપ પ્રભવ સ્થાન છે. માત્ર ખાનગી વૈરનો બદલો વાળવાનેજ આનાં બાનાથી ન્યાયની અદાલતોમાં ઘણી ફરિયાદો કરવામાં આવે છે; અથવા તો જ્ઞાતિમાંનાં કરતા કારવતા મનુષ્યોની કોઇ દરખાસ્ત, કે મહત્વનું કાર્ય બગાડવાને કે તેની વિરોધમાં પડવાને ખાતરજ તેનો બહોળો ઉપયોગ થાય છે.

ઘણાં એમ પ્રશ્ન કરે છે કે અમારે જ્ઞાતિની માલ મિલ્કત પરથી શું કામ હાથ ઉઠાવવો જોઇએ. તેમને અમારા તરફનો આટલોજ પ્રત્યુત્તર છે કે–આવી મિલ્કતમાં કોઇપણ પ્રકારનો સ્વાર્થ રાખવાથી તમને કેવી રીતે અને કેટલો ફાયદો છે. તમે ગમે તેટલો સ્વાર્થ રાખશો તોપણ તેનો કબજો તમે લઇ શકશો નહિ. તમે તેનો ઉપભોગ કરી શકશો નહિ. ઘણે ભાગે અદ્યપિ પર્યંત તમે એમાંથી કાંઇ લાભ મેળવી શકયા નથી. એકાદ ‘દેવમંદિર,’ વાડી, કેળવણી કે અનાથાશ્રમને માટે ભંડોળ, જ્ઞાતિભોજનને માટેનું ભંડોળ, અથવા દંડથી, ઉઘરાણાથી કે આવાં ભંડોળો વ્યાજે રોકવાથી ઉપજતી રોકડ રકમ–આ સર્વનો સમાવેશ જ્ઞાતિની માલ મિલ્કતમાં થાય છે. જો આવાં ભંડોળોમાંથી કાંઇ પણ લાભ મેળવવો હોય તો જ્ઞાતિનો વિરોધ કરીને તેમજ તેનાં નિયમોનું ઉલ્લંઘન કરીને એવો લાભ મેળવવો

તેનાં કરતાં તે જ્ઞાતિમાં પ્રામાણીક ભાવે રહીને અને તેનાં સઘળાં નિયમો પાળીને એવો ફાયદો પ્રાપ્ત કરવો એ વધારે સારૂં છે. પણ જો તમારી સચોટ ખાત્રી થઇ હોય કે જ્ઞાતિ સંસ્થાનો લયજ થવો જોઇએ તો પછી તમારે માટે સંમાનનીય એકજ રસ્તો ખુલ્લો છે કે તમારે એવા લાભની આશા રાખવી નહિ અને તેની વ્યવસ્થામાં કોઇપણ પ્રકારે માથું મારવું નહિ.

સંયુક્ત કુટુંબનું ઉદાહરણ જો ફરીથી લઇએ તો જો તમને સંયુક્ત કુટુંબમાં રહેવાનું ઠીક પડતું ન હોય અને જુદા રહેવા જવું હોય તો ઘરમાંની દરેક વસ્તુનો હક કોઇપણ શરત શિવાય તમારા ભાઇ ભાંડુઓને આપી દેવો, અને ખાસ કરીને એવી વસ્તુઓ વધારે જીવવાળી ન હોય અથવા તો તમારાં ગરીબ ભાઇ ભાંડુ કરતાં તમારી પરિસ્થિતિ વધારે સારી હોય અથવા જ્યારે ઘર સમરામણને માટે તમે ભવિષ્યમાં કાંઇ કરવાની દરકાર ન રાખતા હો ત્યારે એવો હક્ક તેમને અર્પણ કરી દેવો એ શું ઉદાર અને સંભાવિત જનનું લક્ષણ નથી ?

સંયુક્ત કુટુંબની માલમિલ્કતની માફક જ્ઞાતિની માલમિલ્કતથી પણ ઘણા કલહ કંકાસ ઉભા થયા છે અને ઘણે ભાગે ન્યાય મંદિરો અને પક્ષવાદીઓ ન્યાલ થઇ ગયા છે. આવી કેટલીક મિલ્કતો આખીને આખી ન્યાય મંદિરોથી ચવાઇ ગઇ છે અને અમને ભય રહે છે કે, લાંબા વખત પહેલાં એવી બીજી ઘણી મિલ્કતો તેજ પથાનુંગામી થશે.

આ બંન્ને પ્રકારની મિલ્કતોથી આપણા સ્વભાવોને ઘણુંજ વેઠવું પડયું છે, અને આપણા સાંસારિક સુખને વારંવાર નુકસાન પહોંચ્યું છે. તેમને લઇનેજ ભાઇઓ વૈરીઓ થઇ બેઠા છે, પિતા પુત્રમાં કલહ ઉત્પન્ન થયો છે, પતિ પત્નીના સુખમાં વન્હિ સળગી ઉઠયો છે, કંઇક માથાનાં ચુરેચુરા થઇ ગયા છે, સદ્‌ગૃહસ્થો દુષ્ટ અપરાધીઓ થઇ ગયા છે; અને કોટયાધિપતિ મનુષ્યો નિર્ધનતાના ગર્તમાં ધકેલાઇ પડયા છે.

તદુપરાંત જ્ઞાતિની માલમિલ્કત પરથી હાથ ઉઠાવી લેવો એ તમારે માટે એક મહાન સ્વાત્મભોગ કરવા જેવું તો નથી ને ? દયા દાનને ખાતર પણ એ કરવા જેવું છે. તમારી પ્રકૃતિની ઉન્નતિ માટે તે આવશ્યક છે.

કદાચ એમ પ્રશ્ન ઉદ્દભવે કે જો વારાફરતી ઘણા જ્ઞાતિજનો આવી માલમિલ્કત પરથી હાથ ઉઠાવી લે તો તેનું શું થાય ? તેનો પ્રત્યુતર, એ

છે કે જો તેનું ભક્ષણ ન્યાયમંદિરમાં નહિ થઇ જાય તો તેનો ઉપભોગ તમારા જાતિભાઇઓ કરશે; જેમાંના ઘણા ખરા તો ઉપરોક્ત દ્વિતીય વર્ગમાં જણાવેલા પ્રામાણિક મનુષ્યો હશે.

આ સઘળાનો એમ અર્થ થતો નથી કે કોઇ સ્વતંત્ર વ્યક્તિએ જ્ઞાતિ માલમિલ્કતની વ્યવસ્થામાં કે તેનું વિનાશથી રક્ષણ કરવામાં સહાયતા આપવી જોઇએ નહિ. સંભવિત છે કે તેના પિતાએ કે તેણે પોતે કેળવણી, ભોજન, અનાથાશ્રમ કે એવા બીજા જ્ઞાતિ ભંડોળમાં કાંઇક ફાળો આપ્યો હશે. તેને એમ લાગે કે તેની વ્યવસ્થામાં તેની સહાયતા ઉપકારી થઇ પડશે. આવી મદદ ન આપવાને તેને કોઇપણ પ્રકારનું કારણ મળતું નથી. પણ તેણે એક સ્વતંત્ર શુભેચ્છક અથવા દાતાના વંશજ કે સંબંધી તરીકે આ કાર્ય કરવું જોઇએ; અને નહિ કે જ્ઞાતિના એક અંગ તરીકે. જો તેને એમ લાગશે કે આવા ભંડોળમાં તેનો પોતાનો કંઇ સ્વાર્થ નથી તો તે વધારે સારી રીતે ઉક્ત કાર્ય કરી શકશે.

કેટલાક લોકો પ્રશ્ન કરે છે કે "આ સઘળું કર્યા પછી તમે શું કરશો"? કોટલાકો, પોતાની માન્યતાઓને જાહેરમાં મુકવાને હીંમતવાન થાય તે પહેલાં એકાદ કોઇ ત્વરિત અને મનમાનતી રચનાની ગોઠવણ થાય એમ પસંદ કરશે. કેટલાકો જ્ઞાતિને બદલે તેવી કોઇ બીજી સંસ્થા વગર જીવન ગાળવું અસંભવિત ગણશે. તેઓની મોટામાં મોટી ચિંતા પોતાનાં બાળકો અને તેમાં પણ ખાસ કરીને બાળાઓનાં લગ્નસંબંધ માટેની છે. કેટલાકો, જ્યાંસુધી એકાદ નૂતન કે સુધરેલો ધર્મ ટેકા તરીકે હોય નહિ ત્યાંસુધી કોઇપણ જાતની સુધારણા પ્રવૃત્તિઓનો વિચાર માત્ર પણ કરી શકે તેમ નથી.

ધર્મ સંબંધમાં કહેવાનું એટલુંજ કે પયગંબરો, આચાર્યો અને મહાત્માઓ કે જેઓ આખી પ્રજાની પ્રજા એક ધર્મમાંથી બીજા ધર્મમાં પરિવર્તન કરવાને શકિતમંત હતા, તેમનો જમાનો ચાલ્યો ગયો છે. એમ છતાં, ધારો કે તેમનો જમાનો વહી ગયો નથી; અને એવા દિવસની કાગને ડોળે-ઉત્સુકતાથી રાહ જોવાય છે કે એકાદ મહાન ધર્મ સુધારક જન્મ ધારણ કરી એકાદ નૂતન ધર્મનું સ્થાપન કરે કે જે ધર્મ પોતાના છત્ર નીચે કરોડો મનુષ્યોને દોરે અને આશ્રય આપે, પરંતુ જ્યાંસુધી ઉક્ત ધર્મ હાલ અસ્તિત્વ ધરાવતા સર્વ ધર્મથી સર્વોપરિ થાય નહિ અને જ્ઞાતિ સંસ્થાનો હમેશને માટે

વિનાશ કરવામાં આવે નહિ ત્યાંસુધી તે બહુ ઉપયોગનો થશે નહિ. સામાજિક પ્રગતિ પ્રતિ ધર્મદ્વારા કેટલાક પ્રયત્નો કરવામાં આવ્યા છે તેથી આપણે જ્ઞાત છીએ; પરંતુ જેમ આપણે ના પાડી શકતા નથી કે આવા પ્રયત્નોથી થોડે ઘણે અંશે ફાયદો થયો છે, તેમ સાથે સાથે એટલું પણ જોઇ શકીએ છીએ કે આ ધર્મોના મહત્ સ્થાપકોની મૂળ ધારણાઓ અને આશયો સર્વની દૃષ્ટિ બહાર રહ્યા છે. આટલું છતાં જો આપણને સ્વદેશ વાત્સલ્યના ઉચ્ચ ધર્મ તરફથી પ્રેરણા થતી હોય તો કોઈ પયગંબર યા મહાત્માની રાહ જોવાની જરૂર નથી; અને ઉક્ત ધર્મ જે વ્યક્તિગત પ્રયત્નોની માગણી કરે છે તેવા પ્રયત્નો અમલમાં મુકવા થોભવું કે ઢીલ કરવી જોઇતી નથી.

નૂતન સમાજની ત્વરિત રચના આવશ્યક કે ડાં'પણ ભરેલી નથી. જ્ઞાતિ જીવનમાં આપણે એટલા બધા ટેવાઇ ગયા છીએ કે માત્ર સમૂહમાંજ જીવન કાર્ય કરવાની આપણને જરૂર દેખાય છે. પરંતુ પ્રજાની ખરેખરી વૃદ્ધિ અને મનુષ્ય જાતિની પ્રગતિ માટે વ્યક્તિત્વની વૃદ્ધિ થવી જરૂરની છે. વળી આવી વૃદ્ધિને માટે સમાજના વ્યક્તિગત પરમાણુઓને ઉપર, નીચે અને બધી તરફ છૂટથી હીલચાલ કરવાનો અવકાશ મળવો જોઇએ, કે જેથી કરીને દરેક પરમાણુ પોતાની સપાટી અને તે સપાટી પર પોતાને માટે જગ્યા શોધી કાઢે અને જેમ જેમ તેની વૃદ્ધિ કે સંકોચ થાય તેમ તેમ પોતાની સપાટી અને જગ્યામાં ફેરફાર કરે. જે આવશ્યક છે તે એટલુંજ કે આવી હીલચાલને માટે જોઇતી સ્વતંત્રતા અને સગવડતા પ્રાપ્ત થાય.

સ્વતંત્રતા એ મનુષ્યના પોતાના ઉપર આધાર રાખે છે; અને એ જયારે ઇચ્છે ત્યારે મનને દૃઢ રાખી એકજ મક્કમ ઠરાવ પર આવી, બંધનકારી શક્તિઓ અને અડચણોને ભેદી શકે તેમ છે. એકજ જાતની સ્વતંત્રતા દરેકને આપવામાં આવે, અને એકજ જાતની શક્તિઓને ભેળી કરીને એકજ દિશામાં કાર્ય લેવામાં આવે તેમાં સગવડતાનો સમાવેશ થાય છે. આવી સગવડતાઓ અમારા મત પ્રમાણે આ સ્વતંત્ર મનુષ્યોના સામાજિક મંડળો કે જે લોકમાન્ય સિદ્ધાંતો ઉપર કાર્ય કરે છે તેમનાથી પૂરી પડશે. સ્વતંત્ર મનુષ્યોની સંખ્યામાં દિન પ્રતિ દિન વધારો થતો જશે અને તેઓને વિચાર કરવાની, ભેળા મળવાની અને ચર્ચા ચલાવવાની પૂરતી સગવડતા મળશે. વળી તેઓ વખત જતાં પોતાને માટે બીજી સગવડતાઓ ઉત્પન્ન

કરશે; અને તેઓમાંના જેઓને પોતાના વિચાર ફેલાવવા માટે વ્યવહારોપયોગી કાર્ય કરવાની જિજ્ઞાસા હશે તેઓને તે કાર્ય માટે પૂરતો અવકાશ મળી રહેશે.

આ વર્ગમાંના કેટલાક મનુષ્યો એમ માને છે કે જ્ઞાતિ આદિનો ભેદભાવ રાખ્યા શિવાય પરસ્પર લગ્ન સંબંધો બાંધવાથી બધા ગહન પ્રશ્નોનો આપોઆપ નીવેડો આવી જશે અને તેથી જ્ઞાતિ સંસ્થાના મૂળમાં સજ્જડ ફટકો વાગશે. આવા મિશ્રિત લગ્ન કરવાને ઉપદેશ કરતા, વા તે ભાવનાની પ્રગતિ કરતા મંડળો કે સમાજો સ્થપાય એવી ઉત્સુકતા તેઓ ધરાવે છે. પરંતુ લગ્ન સંબંધ કાંતો વિચાર કે સ્ફુરણામાંથી ઉદ્ભવ્ પામે છે; અને હિંદુઓમાં જ્યાં પ્રણયભાવના બહુજ અલ્પ અંશે છે અને વિચારણા અંધકારમય ખુણાઓમાં લપાતી ફરે છે ત્યાં મિશ્રિત લગ્નોની ભાવનાથીજ શરૂઆત કરવી એ ઘણે અંશે ખાત્રીપૂર્વક નાસીપાસી લાવવા માટેજ હોય એમ લાગે છે. તેજ લોકો પોતે જેઓ આવી શરૂઆતની આટલી બધી ઉત્સુકતાથી વકીલાત કરે છે તેઓજ જ્યારે તદનુરૂપ પગલાં ભરવાનો અને કાર્ય કરવાનો પોતાને વખત આવશે ત્યારે પૂરતા ગાંભીર્યપૂર્વક વિચાર કરવા માંડશે. તેઓ તેમ કરે એ વ્યાજબી છે; કારણકે લગ્ન સંબંધ, કે જેના પર જીવનના સુખ અને ઉપયોગી પણાનો સર્વ આધાર રહેલો છે. તે ઘણીજ અગત્યની બાબત છે.

જો ઘણી તરફથી એમ કહેવામાં આવે કે અમારી આ રચના વિનાશ પામવાનેજ સૃજાયલી છે તો અમને આશ્ચર્ય થશે નહિ. જો કે અમે પૂર્ણ આશાવંત છીએ છતાં પણ કોઇપિણ જાતની ખાસ આશા રાખીને અમે આ કાર્ય શુરૂ કર્યું નથી. ખરૂં જોતાં અમે કોઇપણ રચના ઉભી કરી નથી અને આગળ ઉપર કહ્યું છે તેમ અમે એવી ત્વરિત રચનાઓની વિરૂદ્ધ છીએ. અમારા આ લેખનથી જો કોઇ એકાદ મનુષ્ય કે જેણે જ્ઞાતિના પ્રશ્નો સંબંધી કાંઇક વિચાર કર્યો છે તેને વધારે વિચાર કરવા કિંચિત્ સહાય મળશે અથવા તો જેણે એ પ્રશ્નો પ્રતિ મુદ્દલ ધ્યાન આપ્યું નથી તેને તે તરફ વિચાર કરવા પ્રેરણા થશે તો અમે અમારો પ્રયત્ન સફળ થયો માની સંતોષ પામશું.

હિંદુ સામાજિક જીવનમાં પરિવર્તન કરવું એ એક અત્યંત દુર્ઘટ કાય છે એની કોઇથી ના પાડી શકાય એમ નથી. જે જીવન અદ્યાપિ

પર્યંત જાથુકનું, આત્મનૈષ્ઠિક, અને સ્થાયી છે તેને ઉચ્ચાભિલાષી, નૂતન અને જ્વલંત બનાવવાનું છે. જે જીવન અભંગ સંતતપણું અને કંટાળો ઉપજાવે એવી સમાન રૂપતામાં, પરિવર્તનનો અસ્વીકાર કરવામાં અને સંદિગ્ધ વા વિવાદ વિષયોની શૂન્યતામાં અભિમાન ધરાવે છે તેને, આગળ, પાછળ અને ટુંકમાં સર્વ દિશાઓમાં સ્વતંત્ર અને ઉલ્લાસી ચલનવલન રાખે એવા; અને જેને હર પળે નૂતન દૃષ્ટિવિષયો નિહાળવાના હોય તેમજ નવીન વિવાદ વિષયો દરેક પરિવર્તને ભેટવાના હોય એવા જીવનતા રૂપમાં ફેરવી નાંખવાનું છે. જડત્વના સંતોષને સ્થાને ચાંચલ્ય વૃત્તિનો પ્રમોદ મુકવાનો છે. જે જીવન અંધશ્રદ્ધા રાખવામાંજ પોતાનું શ્રેય માને છે; વિચાર કરવાનું અન્યને સોંપે છે; અને જે હમેશને માટે હરએક પરિસ્થિતિમાં એકજ નિયમને અનુરૂપ વર્તન કરે છે તેને જ્યાં દરેક વ્યક્તિ પોતાના પ્રશ્નોનું નિરાકરણ કરવા પોતેજ વિચાર કરે છે, અને બીજાનું અનુકરણ નહિ કરતાં પોતાના હૃદયની આજ્ઞાનુરૂપજ વર્તે છે એવા જીવનમાં પલટી નાંખવાનું છે. આ એક અતિશય પ્રચંડ કાર્ય છે; પરંતુ ભૂતકાળે જે અધોગતિ આપણા ઉપર આણી છે તેનું પ્રત્યક્ષીકરણ; પૂર્વ અને પશ્ચિમના મહદ્ ઉત્કર્ષના સંબંધના યોગે ઉત્તેજીત થયલી ભાવનાઓ; અને આપણી આધુનિક સ્થિતિએ પ્રકટ કરેલા વિનાશના ભયનું ગુણાગુણ જ્ઞાન,—એ સર્વ કાર્ય શરૂ થશે અને જેમ જેમ આગળ ચાલશે તેમ તેમ વધુને વધુ સરળ કરી આપશે.

આટલા માટેજ આપણે વ્યક્તિ ગત શરૂઆત કરવી જોઇએ. દરેક વ્યક્તિને સ્વતંત્ર અને શુરવીર, ચંચળ અને જ્વલંત, જ્ઞાનિ અને ઉદાર બનાવો, અને જેમ જેમ વખત અને પરિસ્થિતિને લઇને જરૂર પડે તેમ તેમ સર્વ સાધારણ અને ઉત્તમ કાર્યમાં આ વ્યક્તિઓની છૂટી છવાઇ યા સમૂહમાં રહીને કરેલી હીલચાલથી જરૂર પ્રગતિ થવાનીજ. જેવી રીતે પ્રાણાયામ કરવાથી મનુષ્યના શરીરમાં રૂધિર છૂટથી અને વેગથી ફરે છે તેવી રીતે વિચાર અને કાર્યની સ્વતંત્રતા અને ઉત્સાહથી અને નૂતનતાની લાગણીથી આપણા પ્રજાકીય શરીરના જીવનદાતા રૂધીરમાંથી મલીનતા દૂર થશે; અને આવા શરીરના જુદા જુદા અવયવોને પુષ્ટિ મળતાં તેમજ માર્ગ-દર્શક બુદ્ધિ નિરામય અને સમર્થ થતાં સુખમય અને રમણીય પ્રજાકીય જીવન એક સ્વપ્ન નહિ પણ સત્ય ઠરશે.

# આર્ય મંડળની મેનેજીંગ કમીટીના સભાસદો

### તથા

## અધિકારીઓનાં નામ.

| | |
|---|---|
| ડૉક્ટર તુળજારામ ચુનીલાલ ખાંડવાળા.<br>એલ. એમ. એન્ડ એસ. | પ્રમુખ. |
| ડૉક્ટર કલ્યાણદાસ જે. દેસાઇ.<br>બી. એ. એલ. એમ. એન્ડ એસ.<br>જી. કે. દેવધર એમ. એ. | ઉપ પ્રમુખ. |
| રણછોડદાસ ભવાન લોટવાળા<br>દેવીદાસ જે. દેસાઇ.<br>બી. એ. એલ્ એલ્ બી. સોલીસીટર. | સંયુક્ત મંત્રીઓ. |
| શેઠ પદમસી નરસી. | કોષાધ્યક્ષ. |

ડૉક્ટર અમૃતલાલ જે. મહેતા.
એલ. એમ. એન્ડ એસ.

શેઠ ભગવાનદાસ માધવદાસ.

ચીમનલાલ છોટાલાલ દેસાઈ.

અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર.
એલ. સી. ઇ.

તાપીદાસ દુર્લભજી સંઘવી.

મહારાણીશંકર અંબાશંકર શર્મા.

ओ३म्

# આર્ય મંડળ

ના

## ઉદ્દેશો

૧ હિંદુ મહાજાતિનું આધુનિક જ્ઞાતિ બંધારણ, વેદાદિ પ્રાચીન શાસ્ત્રોની વિરૂદ્ધ, કૃત્રિમ, અન્યાય કર્તા, વ્યક્તિનાં વ્યાજબી સ્વાતંત્ર્યનું નાશક, પ્રજાનાં ઉચ્ચાભિલાષોને સાંકડાં કરી નાખનારૂં, પ્રજાત્વને નષ્ટ કરનારૂં, વિગેરે દોષોથી યુક્ત હોવાથી તેમજ તેમાં સમયાનુસાર સુધારો કરવાનું અશકયવત્ હોવાથી એ બંધારણની વિરૂદ્ધ ભાષણ અને લખાણાદિ દ્વારા સતત પ્રયત્ન કરવા.

૨ વર્તમાન જ્ઞાતિબંધારણને ઠેકાણે પ્રાચીન કાળની ગુણકર્માનુસાર વ્યવસ્થા પ્રમાણે આ સમયને અનુકૂળ, બની શકે તેટલા અંશમાં, આર્ય પ્રજાનું એકીકરણ કરવું.

૩ જ્ઞાતિબંધનના ભેદ વગર પરસ્પર ભોજન વ્યવહાર તથા પરસ્પર લગ્નવ્યવહાર-ખાસ કરીને આ સંસ્થાના સભાસદોનાં કુટુંબો વચ્ચે પ્રવૃત્ત કરવા.

૪ પુખ્ત વયને પ્રાપ્ત થયા પછીનાંજ લગ્નને ઉત્તેજન આપવું તથા બાળલગ્નનો નિષેધ કરવો.

૫ બાલવિધવાનાં લગ્નને ઉત્તેજન આપવું તથા તેવાં લગ્ન માટે યથાશક્તિ વ્યવસ્થા કરવી.

૬ સંસારસુધારાના પ્રત્યેક કાર્યને યથાશક્તિ ઉત્તેજન આપવું.

૭ આ સભાના ઉદ્દેશોને સાધક ઇતર સંસ્થાઓનાં કે વ્યક્તિઓનાં એવાં કાર્યને ઉત્તેજન આપવું.

૮ મુખ્યતયા આ સંસ્થાના સભાસદો તથા તેમનાં કુટુંબો વચ્ચે પરસ્પર ઓળખાણ, પરિચય, તથા દ્રઢ મિત્રભાવ અને બંધુ-ભાવ, વધારવા સારૂ, ખાસ મેલાવડા, સમ્મેલન કે પ્રીતિભોજન કરવાં અને ફંડની શક્તિઅનુસાર રમતગમતનાં તથા યોગ્ય વાંચનનાં સાધનો પુરાં પાડવાં, તથા એવી રીતનાં ઐક્યતાનાં અન્ય કાર્યોને ઉત્તેજન આપવું.

૯ સભાસદ તથા તેમના કુટુંબોના સુખદુ:ખમાં ભાગ લેવો તથા તેમને ત્યાં સુખદુ:ખના શુભાશુભ પ્રસંગો આવે ત્યારે સહાયભૂત થવું.

૧૦ આ ઉદ્દેશોના પ્રચારાર્થે વેદ, ઉપનિષદ્, મનુસ્મૃતિ તથા ભગવદ્ગીતા આદિ પ્રાચીન આર્ય સત્‌શાસ્ત્રોનો બુદ્ધિપૂર્વક સ્વીકાર કરવો તથા આશ્રય લેવો.



## આર્ય મંડળમાં મળતાં પુસ્તકો.

પ્રાચીન હિન્દુ જાતિની ખરી સમાજ સ્થિતિ જાણવી હોય તથા જ્ઞાતિબંધારણને માટે શ્રુતિ સ્મૃતિ આદિ શાસ્ત્રો શું કહે છે તેનો ખરો ચિતાર જોવો હોય તો મંગાવો અને વાંચો.

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| સ્પર્શાસ્પર્શ અથવા ચારે વર્ણોનો પરસ્પર વ્યવહાર. | કાચું પુઠું | ૦—૧૨—૦ |
| | પાકું પુઠું | ૧—૦—૦ |
| જ્ઞાતિ બંધારણ. | | ૦—૪—૦ |
| પરદેશ ગમન (બનારસ કેસ). | | ૦—૪—૦ |

પોષ્ટેજ જુદું.

મળવાનું સ્થળ—આર્ય મંડળ.

C/o આર્ય ભવન સેન્ડહર્સ્ટ રોડ,

પોસ્ટ ચોપાટી, ગીરગામ,

મુંબઇ.



# અખબારે સોદાગર.



આર્ય માલેકી હેઠલ ચાલતું પ્રથમ ગુજરાતી દૈનિક પત્ર મુંબઇમાં દરરોજ રવિવાર સિવાય સવારના પ્રગટ થાય છે. જેમાં અગત્યની આર્ય સામાજીક ખબર, ઉપરાંત હિંદુ સાંસારિક, ધાર્મિક, ઔદ્યોગિક અને બીજા ચાલુ બનતા બનાવો ઉપર સ્વતંત્ર રીતે લેખો લખવામાં આવે છે. વાર્ષિક લવાજમ રૂ. ૮) આઠ અને બહાર ગામના પોષ્ટેજ સાથે રૂ. ૧૩ આગળથી લેવામાં આવે છે. નમુનાનો અંક મફત.

માલેકો,

બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ. } રતનલાલની કંપની.